आरम्भोऽयं महानेव, लक्ष्मीकार्मणकर्मणि ।
सुतीर्थविनियोगेन, विना पापाय केवलम् ॥ ४४ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ४७.

લક્ષ્મી વશ કરવાના કર્મને વિષે મોટો આરંભ સમારંભ કરવો પડે છે, તેથી જો તે લક્ષ્મીને સારા તીર્થને વિષે જોડવામાં ન આવે તો તે કેવળ પાપને માટે જ થાય છે. ૪૪.

ऐश्वर्यवन्तोऽपि हि निर्धनास्ते,
व्यर्थश्रमा जीवितमात्रसाराः ।
कृता न लोभोपहतात्मभिर्यैः,
सुकृत्स्वयंग्राहविभूषणा श्रीः ॥ ४५ ॥

जैनपञ्चतन्त्र, पृ० १६४, श्लो० १६४*

આત્મા લોભથી હણાયેલો હોવાથી જેઓએ પોતાની લક્ષ્મી પુણ્યરૂપી સ્વયંગ્રાહ( સ્વયંવર )વડે આભૂષણવાળી કરી ન હોય તે પુરુષો ઐશ્વર્યવાળા છતાં પણ નિર્ધન જ છે, તેમનો લક્ષ્મી મેળવ્યાનો સર્વ શ્રમ વ્યર્થ છે અને તેઓ જેટલું જીવ્યા તેટલો જ તેમનો સાર છે. ( જીવ્યા સિવાય બીજો કાંઇ પણ સાર તેમનો નથી. ) ૪૫.

सम्पदो जलतरङ्गविलोला यौवनं त्रिचतुराणि दिनानि ।
शारदाभ्रमिव चञ्चलमायुः, किं धनैः परहितं न कुरुध्वम् ? ।४६।

धर्मकल्पद्रुम, पृ० १७३, श्लो० ४६ (दे० ला०)

સંપત્તિઓ જળના તરંગ જેવી ચપળ છે, યૌવન ત્રણ ચાર દિવસ રહેવાનું છે અને આયુષ્ય શરદ ઋતુના વાદ-

ળાની જેમ ચંચળ છે, તેથી કરીને-આ પ્રમાણે જાણીને તમે ધનવડે પરનું હિત કેમ કરતા નથી ? ૪૬.

આવક અને ખર્ચઃ-

पादेन कार्यं पारत्र्यं, पादं कुर्याच्च सञ्चयं ।
अर्धेन चात्मभरणं, नित्यनैमित्तिकान्वितम् ॥ ४७ ॥

महाभारत, शान्तिपर्व, अ० ७३, श्लो० १४.

પોતાના ધનના ચોથા ભાગવડે પરલોકનું કાર્ય-દાનાદિક કરવું, અને ચોથા ભાગનો સંગ્રહ કરવો. તથા બાકીના અર્ધ ભાગવડે નિત્ય અને નૈમિત્તિક-વેપાર વગેરે કાર્ય સહિત પોતાનું ભરણપોષણ કરવું. ૪૭

आयादर्धं नियुञ्जीत, धर्मे समधिकं ततः ।
शेषेण शेषं कुर्वीत, यत्नतस्तुच्छमैहिकम् ॥ ४८ ॥

योगशास्त्र, पृ० ५३, ( प्र० स० )*

જેટલી ધનની આવક હોય તેમાંથી અર્ધ દ્રવ્ય અથવા તેથી પણ અધિક દ્રવ્ય ધર્મને વિષે વાપરવું, બાકી શેષ રહેલા ધનવડે બાકીનું આ લોક સંબંધી સર્વ કાર્ય પ્રયત્નથી કરવું જોઈએ ૪૮.

व्यवसाये निधौ धर्मभोगयोः पोष्यपोषणे ।
चतुरश्चतुरो भागानायस्यैव नियोजयेत् ॥ ४९ ॥

विवेकविलास, उल्लास २, श्लो० १०७

ચતુર પુરુષે પોતાની આવકના ચાર ભાગ કરવા. તેમાં એક ભાગ વેપારમાં, બીજો નિધાનમાં, ત્રીજો ધર્મ અને

ભોગમાં તથા ચોથો પોષવાલાયક પરિવારનું પોષણ કરવામાં વાપરવો. ૪૯.

न लालयति यो लक्ष्मीं, शास्त्रीयविधिनाऽमुना ।
सर्वथैव स निःशेषपुरुषार्थबहिष्कृतः ॥ ५० ॥

विवेकविलास, उल्लास २, श्लो० १०८.

ઉપર કહેલી શાસ્ત્રની વિધિ પ્રમાણે ( એટલે કે આવકના ચાર ભાગ કરીને એક વ્યાપારમાં, એક નિધાનમાં, એક ધર્મ અને ભોગમાં તથા ચોથો કુટુંબાદિકના પોષણમાં ) જે પુરુષ પોતાની લક્ષ્મીને લાડ લડાવતો નથી—વાપરતો નથી, તે પુરુષ સર્વથા ચારે પુરુષાર્થથી બહાર કરાયો છે એમ સમજવું. ૫૦.

आयव्ययमनालोच्य, यस्तु वैश्रवणायते ।
अचिरेणैव कालेन, सोऽत्र वै श्रमणायते ॥ ५१ ॥

योगशास्त्र, पृ० ५३. (प्र० स० )*

આવક અને ખર્ચનો વિચાર કર્યા વિના જે પુરુષ કુબેરના જેવું આચરણ કરે છે, તે પુરુષ આ જગતમાં થોડા કાળમાં જ શ્રમણ( સાધુ )ના જેવું આચરણ કરે છે. ( ગરીબ-ધનરહિત થઇ જાય છે. ) ૫૧.

इदमेव हि पाण्डित्यं, चातुर्यमिदमेव हि ।
इदमेव सुबुद्धित्वं, आयादल्पतरो व्ययः ॥ ५२ ॥

આવકથી ઓછો ખર્ચ કરવો, એ જ પંડિતાઇ છે, એ જ ચતુરાઇ છે અને એ જ સદ્બુદ્ધિપણું છે. ૫૨.

## લક્ષ્મીની નિંદાઃ—

अर्थस्योपार्जने दुःखं, दुःखमर्जितरक्षणे ।
आये दुःखं व्यये दुःखमर्थरयैव कुतः सुखम् ? ॥ ५३ ॥

पद्मपुराण, खण्ड २, अ० ६६, श्लो० १४८.

ધન ઉપાર્જન કરવામાં ( મેળવવામાં ) દુઃખ છે, ઉપાર્જન કર્યા પછી તેનું રક્ષણ કરવામાં દુઃખ છે, ધન આવવામાં પણ દુઃખ છે અને ધનનો નાશ ( ખર્ચ ) થાય તે પણ દુઃખ છે. એટલે સુખ કયાં છે ? ( ધનવાનને પણ કયાંય સુખ હોતું નથી. ) ૫૩

राजाग्निजलदाघातचौरशत्रुभयं महत् ।
अर्थस्यार्जनरक्षायां, दुःखं नाशे भवेत् पुनः ॥ ५४ ॥

पद्मपुराण, खण्ड २, अ० ६७. श्लो० १९६.

ધનને મહાકષ્ટે ઉપાર્જન કર્યા પછી તેનું રક્ષણ કરવામાં રાજા, અગ્નિ, મેઘનો આઘાત, ચોર અને શત્રુથી મોટો ભય છે, તથા તેનો નાશ થાય ત્યારે ઘણું દુઃખ થાય છે. ૫૪.

लक्ष्मीः सर्पति नीचमर्णवपयःसङ्गादिवाम्भोजिनी–
संसर्गादिव कण्टकाकुलपदा न क्वापि धत्ते पदम् ।
चैतन्यं विषसन्निधेरिव नृणामुज्जासयत्यञ्जसा,
धर्मस्थाननियोजनेन गुणिभिर्ग्राह्यं तदस्याः फलम् ॥५५॥

सिन्दूरप्रकरण, श्लो० ७६

લક્ષ્મીને સમુદ્રના જળનો સંગ છે તેથી જ જાણે તે નીચ મનુષ્ય પાસે જાય છે, કમલિનીના સંગથી જાણે તેના

પગમાં કાંટા ભરાયા હોય તેમ તે લક્ષ્મી કોઇ પણ ઠેકાણે પગને ધારણ કરતી નથી-સ્થિર રહેતી નથી, તથા જાણે કે ઝેરની પાસે રહેલી છે તેથી જ તે મનુષ્યોના ચૈતન્યને તત્કાળ નાશ પમાડે છે. આવી લક્ષ્મીનું ફળ ગુણીજનોએ તેને ધર્મસ્થાનમાં જોડવાવડે (ધર્મકાર્યમાં વાપરવાવડે) મેળવવું યોગ્ય છે. ૫૫

दायादाः स्पृहयन्ति तस्करगणा मुष्णन्ति भूमीभुजो
गृह्णन्ति च्छलमाकलय्य हुतभुग्भस्मीकरोति क्षणात् ।
अम्भः प्लावयति क्षितौ विनिहितं यक्षा हरन्ते हठाद्,
दुर्वृत्तास्तनया नयन्ति निधनं धिग्बह्वधीनं धनम् ॥५६॥

सिन्दूरप्रकरण, श्लो० ७४.

જેની પાસે ધન હોય તેના પિત્રાઇઓ તે ધનની સ્પૃહા કરે છે, ચોરના સમૂહ ચોરી જાય છે, રાજાઓ કાંઈ બાનું કરીને લઇ લે છે, અગ્નિ ક્ષણવારમાં ભસ્મ કરી દે છે, પાણી તાણી જાય છે, પૃથ્વીમાં દાટ્યું હોય તો બળાત્કારે યક્ષો હરી લે છે, અને દુરાચારી પુત્રો તેને ક્ષય પમાડે છે; માટે ઘણાને આધીન એવા ધનને જ ધિક્કાર હો! ૫૬.

आपद्गतं हसति किं द्रविणान्धमूढ,
लक्ष्मीः स्थिरा न भवतीति किमत्र चित्रम् ? ।
किं त्वं न पश्यसि घटीर्जलयन्त्रचक्रे,
रिक्ता भवन्ति भरिता भरिताश्च रिक्ताः ॥ ५७ ॥

प्रबन्धचिन्तामणि, पृ० ६२, श्लो० १०.

હે ધનમાં અન્ધ બનેલા મૂર્ખ ! તું આફતમાં સપડાયેલાની—નિર્ધનની હાંસી શા માટે કરે છે ? લક્ષ્મી સ્થિર નથી તેમાં આશ્ચર્ય શું છે ? તું શું નથી જાણતો કે અરઘટ્ટ-યન્ત્ર-રેંટમાં ભરેલા ઘડાઓ ખાલી થાય છે અને ખાલી થયેલા ભરાય છે ? ૫૭

हे लक्ष्मि ! क्षणिके स्वभावचपले ! धिङ्मूढपापाधमे !,
न त्वं धीरविशेषमिच्छसि किल प्रायेण दुश्चारिणी ।
ये ये पण्डितसत्यशौचनिरता ये चापि धर्मे रता-
स्तेभ्यो लज्जसि निर्घृणा गतभिये ! नीचो जनो वल्लभः॥५८।

अन्योक्तिमुक्तावली ( नि० सा० )

ક્ષણવાર રહેનારી, સ્વભાવથી જ ચપળ, મૂઢ, પાપણી અને અધમ એવી હે લક્ષ્મી ! તને ધિક્કાર છે તું વિશેષ પ્રકારના ધીર પુરુષને ઈચ્છતી નથી, કેમકે પ્રાયે કરીને તું દુશ્ચારિણી-દુષ્ટ આચરણવાળી છે. જે જે પંડિતો સત્ય અને શૌચમાં રક્ત છે, અને જેઓ ધર્મને વિષે આસક્ત છે તેમનાથી, નિર્દય એવી તુ લાજે છે. તથા ભયરહિત એવી તને હમેશાં નીચ માણસ જ પ્રિય લાગે છે. ૫૮.

लक्ष्मि ! क्षमस्व सहनीयमिदं दुरुक्त-
मन्धा भवन्ति पुरुषास्तव दर्शनेन ।
नो चेत् कथं कथय पन्नगभोगतल्पे,
नारायणः स्वपिति पङ्कजपत्रनेत्रः ॥ ५९ ॥

सूक्तमुक्तावली, पृ० १५८, श्लो० ४ ( हि० हं० )*

૧ હે લક્ષ્મી ! લોકોનું આ કડવું કથન તું સહન કર, કે તારા દર્શનથી લોકો અંધ થઈ જાય છે, એ વાત ખરી જ છે. જો ખરી ન હોય તો કમળના પત્ર જેવા નેત્રવાળા નારાયણ (વિષ્ણુ) શેષનાગના શરીરરૂપી શય્યામાં કેમ સૂવે ? –તે તું કહે. ૫૯.

मदिरामदमत्तोऽपि, किं शृणोति च पश्यति ।
राज्यश्रीमदमत्तस्तु, न शृणोति न पश्यति ॥ ६० ॥

सूक्तमुक्तावली, पृ० २५८, श्लोक ५, ( हिं० ६० )*

મદિરાના મદથી ઉન્મત્ત થયેલો માણસ પણ કાંઈક સાંભળે છે અને કાંઈક દેખે પણ છે, પરંતુ રાજ્યલક્ષ્મીના મદથી ઉન્મત્ત થયેલો પુરુષ તો કાંઇ પણ સાંભળતો નથી અને જોતો પણ નથી. ૬૦.

यानि द्विषामप्युपकारकाणि,
सर्पोन्दुरादिष्वपि यैर्गतिश्च ।
शक्या च नापन्मरणामयाद्या,
हन्तुं धनेष्वेषु क एव मोहः ? ॥ ६१ ॥

अध्यात्मकल्पद्रुम, अधिकार ४, पृ० ४२, श्लो० १.

જે પૈસા શત્રુને પણ ઉપકાર કરનારા થઈ પડે છે, જે પૈસાથી સર્પ, ઉંદર વગેરેમા ગતિ થાય છે, જે પૈસા મરણ રોગ વગેરે કોઇ પણ આપત્તિઓ દૂર કરવાને શક્તિમાન નથી તેવા પૈસા ઉપર મોહ શો ? ૬૧.

जनयन्त्यर्जने दुःखं, तापयन्ति विपत्तिषु ।
मोहयन्ति च सम्पत्तौ, कथमर्थाः सुखावहाः ? ॥ ६२ ॥

मित्रलाभ, श्लो० १८०.

( પૈસા ) પ્રથમ ઉપાર્જન કરવામાં જ દુઃખ ઉત્પન્ન કરે છે, નાશ પામે તો તાપ પમાડે છે, અને સંપત્તિમાં-પ્રાપ્તિમાં મોહ પમાડે છે. આવું ધન શી રીતે સુખકારક કહેવાય ? ૬૨.

अर्थानामर्जने दुःखमर्जितानां च रक्षणे ।
नाशे दुःखं व्यये दुःखं, धिगर्थाः कष्टसंश्रयाः ॥ ६३ ॥

इतिहाससमुच्चय, अ० १४, श्लो० ९.

ધન મેળવવામાં દુઃખ છે, મેળવેલા ધનનું રક્ષણ કરવામાં દુઃખ છે, ધનનો નાશ થાય તો દુઃખ છે, તેનો વ્યય ( ખર્ચ ) થાય તોપણ દુઃખ છે; તેથી એક દુઃખના જ આશ્રયવાળા એવા ધનને ધિક્કાર છે. ( ધન કોઈ પણ રીતે સુખકારક નથી. સર્વ પ્રકારે તેમાં દુઃખ જ રહેલું છે.) ૬૩.

લક્ષ્મી : ક્લેશનું કારણઃ—

याः सुखोपकृतिकृत्त्वधिया त्वं,
मेलयन्नसि रमा ममताभाक् ।
पाप्मनोऽधिकरणत्वत एता
हेतवो ददति संसृतिपातम् ॥ ६४ ॥

अध्यात्मकल्पद्रुम, अधिकार ४, पृ० ४२, श्लो० १.

લક્ષ્મીની લાલચમાં લેવાએલો તું ( સ્વ ) સુખ અને

ઉપકારની બુદ્ધિથી જે લક્ષ્મી મેળવે છે, તે અધિકરણ હોવાથી પાપની જ હેતુભૂત છે અને સંસારભ્રમણને આપનારી છે. ૬૪.

ममत्वमात्रेण मनःप्रसादसुखं धनैरल्पकमल्पकालम् ।
आरम्भपापैः सुचिरं तु दुःखं, स्याद्दुर्गतौ दारुणमित्यवेहि ।६५।

अध्यात्मकल्पद्रुम, अधिकार ४, पृ० ४४, श्लो० ३.

'આ પૈસા મારા છે' એવા વિચારથી મનપ્રસાદરૂપ થોડું અને થોડા વખતનું સુખ પૈસાથી થાય છે, પણ આરંભના પાપથી દુર્ગતિમાં લાંબા વખત સુધી ભયંકર દુઃખ થાય છે, આ પ્રમાણે તું જાણ. ૬૫.

एकामिषाभिलाषिणः, सारमेया इव ध्रुवम् ।
सोदर्या अपि युध्यन्ते, धनलेशजिघृक्षया ॥ ६६ ॥

જેમ એક જ માંસપિંડના અભિલાષી કુતરાઓ પરસ્પર લડી મરે છે, તેમ ધનનો લેશ-ભાગ ગ્રહણ કરવાની ઇચ્છાથી સહોદર ભાઈઓ પણ યુદ્ધ કરે છે. ૬૬.

લક્ષ્મીની ઇચ્છા : અધમ કૃત્ય :—

मायाशोकभयक्रोधमोहलोभमदान्विताः ।
ये वाञ्छन्ति कथामर्थे, तामसास्ते नराधमाः ॥ ६७ ॥

श्रीपार्श्वनाथचरित्र( पद्य ), सर्ग २, श्लो० १०३४.

માયા, શોક, ભય, ક્રોધ, મોહ, લોભ અને મદમાં અંધ થઈને જેઓ અર્થકથા ઇચ્છે છે તે અધમ કોટિના તામસ ( તામસિક પ્રકૃતિના ) પુરુષો કહેવાય છે. ૬૭.

લક્ષ્મી અને મદ:—

संयोगे श्रीर्मदो भोगे, वैकल्यस्य निबन्धनम् ।
ततस्तु वस्तुचिन्तायां, शक्त्या श्रीरधिका मदात् ॥ ६८ ॥

नलविलास, अङ्क १, श्लो० ५२.

લક્ષ્મી, સંયોગને વિષે વિકલતાનું કારણ છે એટલે કે લક્ષ્મીનો સંયોગ માત્ર થાય કે તરત જ તે પુરુષને વિકલ–ગાંડો બનાવી દે છે, અને મદ તો ભોગને વિષે વિકલતાનું કારણ છે એટલે કે મદિરા વગેરેના મદનો જ્યારે ભોગવટો થાય છે ત્યારે જ તે પુરુષને વિકલ–ગાંડો બનાવે છે; તેથી તત્ત્વનો વિચાર કરતાં તો શક્તિએ કરીને મદથી લક્ષ્મી અધિક થાય છે. ( એટલે કે મદ કરતાં લક્ષ્મીની શક્તિ અધિક છે ) ૬૮.

લક્ષ્મી અને કૃપણ:—

शूरं त्यजामि वैधव्यादुदारं लज्जया पुनः ।
सापत्न्यात् पण्डितमपि, तस्मात्कृपणमाश्रये ॥ ६९ ॥

લક્ષ્મી કહે છે કે–હું શૂરવીર પુરુષને તજું છું–તેની પાસે રહેતી નથી, કેમકે તેમાં મને વિધવાપણાનું દુ:ખ છે; ઉદારને પણ તજું છું, કેમકે તેમાં મને લજ્જા આવે છે; તથા પંડિતને પણ તજું છું, કેમકે તેની પાસે મારી સપત્ની–શોક ( સરસ્વતી ) રહેલી છે; તેથી હું કૃપણ પુરુષની પાસે રહું છું. ૬૯.

**લક્ષ્મીના સોબતી દુર્ગુણો:—**

निर्दयत्वमहङ्कारस्तृष्णा कर्कशभाषणम् ।
नीचपात्रप्रियत्वं च, पञ्च श्रीसहचारिणः ॥ ७० ॥

पुण्यधनकथा, पृ० १७*

નિર્દયપણું, અહંકાર, તૃષ્ણા, લોભ, કઠોર વચન અને નીચ પ્રાણી ઉપર પ્રીતિ; આ પાંચ લક્ષ્મીના સહચારી–સોબતી છે. ૭૦.

**અતિસંચયનું ફળ:—**

अतिसञ्चयलुब्धानां, वित्तमन्यस्य कारणे ।
अन्यैः सञ्चीयते यत्नात्, क्षौद्रमन्यैश्च पीयते ॥ ७१ ॥

जैनपञ्चतन्त्र, पृ० १५५, श्लो० १२८*

અત્યંત એકઠું કરવાના લોભી મનુષ્યોનું ધન અન્યને માટે જ હોય છે. જેમકે મધને યત્નથી અન્ય પ્રાણીઓ ( મક્ષિકાઓ ) એકઠું કરે છે, અને અન્ય જનો તેને પીએ છે–ખાય છે. ૭૧.

**કેવી લક્ષ્મી ન લેવી:—**

येऽर्थाः क्लेशेन देहस्य, धर्मस्यातिक्रमेण च ।
अरेर्वा प्रणिपातेन, मा स्म तेषु मनः कृथाः ॥ ७२ ॥

व्यासदेव.

શરીરને ક્લેશ પમાડીને, ધર્મનો લોપ કરીને કે શત્રુને

પ્રણામ કરીને જે ધન પ્રાપ્ત થતું હોય તેવા ધનમાં તું મન ન કરીશ. ૭૨.

ઉધાર કોને ન આપવું:—

नटे पण्याङ्गनायां च, द्यूतकारे विटे तथा ।
दद्यादुद्धारके नैव, धनरक्षापरायणः ॥ ७३ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ६२.

ધનનું રક્ષણ કરવામાં સાવધાન એવા પુરુષે નટને, વેશ્યાને, જુગારીને અને જારને ( કાંઇ પણ ) ઉધાર આપવું નહીં. ૭૩.

व्यापारिभिश्च विप्रैश्च, सायुधैश्च वणिग्वरः ।
श्रियमिच्छन्न कुर्वीत, व्यवहारं कदाचन ॥ ७४ ॥

उपदेशप्रासाद, स्तम्भ ९, व्याख्यान १२६*

લક્ષ્મીને ઇચ્છતા એવા ઉત્તમ વૈશ્યે વ્યાપારી ( પરદેશી ) બ્રાહ્મણ અને શસ્ત્રધારી સાથે કદાપિ વ્યવહાર ન કરવો. ૭૪.

મિત્ર અને લક્ષ્મીઃ—

कुर्यात्तत्रार्थसम्बन्धमिच्छेद्यत्र न सौहृदम् ।
यदृच्छया न तिष्ठेच, प्रतिष्ठाभ्रंशभीरुकः ॥ ७५ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ६०.

જેની સાથે મિત્રાઇની ઇચ્છા ન હોય તેની સાથે પૈસાની લેવડદેવડનો સંબંધ કરવો, તથા પોતાની પ્રતિષ્ઠા— ( આબરૂ )ના નાશથી ભય પામતા પુરુષે પોતાની ઇચ્છા પ્રમાણે-નિરંકુશપણે રહેવું નહીં. ૭૫.

ન્યાયોપાર્જિત લક્ષ્મી:—

सुधीरर्थार्जने यत्नं, कुर्यान्न्यायपरायणः ।
न्याय एवानपायो यदुपायः सर्वसम्पदाम् ॥ ७६ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ४.

ડાહ્યા મનુષ્યે ન્યાયમાં તત્પર રહીને ધન ઉપાર્જન કરવામાં યત્ન કરવો જોઇએ, કારણ કે ન્યાય જ સર્વ સંપત્તિઓ ( મેળવવા )નો અવિનાશી ઉપાય છે. ૭૬.

અન્યાયોપાર્જિત લક્ષ્મી:—

दत्तः स्वल्पोऽपि भद्राय, स्याद‌र्थो न्यायसञ्चितः ।
अन्यायात्तः पुनर्दत्तः, पुष्कलोऽपि फलोज्झितः ॥ ७७ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ४१.

ન્યાયથી ઉપાર્જન કરેલું ધન થોડું પણ આપ્યું હોય—દાન કર્યું હોય તો તે કલ્યાણને માટે થાય છે, અને અન્યાયથી ઉપાર્જન કરેલા ધનનું ઘણું દાન કર્યું હોય તો પણ તે ફળ રહિત થાય છે. ૭૭.

यो द्यूतधातुवादादिसम्बन्धाद् धनमीहते ।
स मषीकूर्चकैर्धाम, धवलीकर्तुमिच्छति ॥ ७८ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ७१.

જુગાર રમીને અથવા ધાતુપ્રયોગના કીમિયાવડે પૈસો મેળવવાની ઇચ્છા, કાળી પીંછીથી મકાનને સફેદ કરવાની ઇચ્છા જેવી છે. ૭૮.

अन्यायिदेवपाखण्डितद्धनानां घनेन यः ।
वृद्धिमिच्छति मुग्धोऽसौ, विषमत्ति जिजीविषु ॥ ७९ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ७२.

અન્યાયી માણુસ, દેવ, પાખંડી પુરુષ અને લોભી માણુસના પૈસાથી પૈસાદાર થવાની ઇચ્છા રાખનાર મૂર્ખ માણુસ ખરેખર જીવવાની ઇચ્છા હોવા છતાં ઝેર ખાય છે. ૭૯.

धनं यच्चार्ज्यते किञ्चित्, कूटमानतुलादिभिः ।
नश्यत्तन्नैव दृश्येत, तप्तपात्रेऽम्बुबिन्दुवत् ॥ ८० ॥

विवेकविलास, उल्लास ९, श्लो० ६४.

ખોટા તોલ અને ખોટા માપવડે જે કાંઇ પણ ધન ઉપાર્જન કરવામાં આવે તે તપાવેલા પાત્રમાં પાણીના બિંદુની જેમ નાશ પામતું દેખાતું નથી. ૮૦.

अन्यायोपार्जितं द्रव्यं, दशवर्षाणि तिष्ठति ।
प्राप्ते त्वेकादशे वर्षे, समूलं च विनश्यति ॥ ८१ ॥

उपदेशतरङ्गिणी, पृ० ९ ( य. वि. ग्रं. )*

અન્યાયથી પેદા કરેલું ધન દશ વર્ષ રહે છે, પરંતુ અગ્યારમું વર્ષ પ્રાપ્ત થતાં તે મૂળસહિત નાશ પામે છે. ૮૧.

न्यायोपार्जितवित्तेन, कर्तव्यं ह्यात्मरक्षणम् ।
अन्यायेन तु यो जीवेत्, सर्वकर्मबहिष्कृतः ॥ ८२ ॥

पाराशरस्मृति, अ० १२, श्लो० ४३.

મનુષ્યે નીતિથી ઉપાર્જન કરેલા ધનવડે આત્માનું રક્ષણ કરવું જોઇએ. જે પુરુષ અન્યાયવડે આજીવિકા કરતા હોય,

તે પુરુષ સર્વ ધર્મના કાર્યથી બહિષ્કૃત છે. (એટલે કે અન્યાયથી ધન ઉપાર્જન કરનાર પુરુષ જે કાંઇ ધર્મકાર્ય કરે છે તે સર્વ નિષ્ફળ છે.) ૮૨.

अन्यायोपात्तवित्तस्य, दानमत्यन्तदोषकृत् ।
धेनुं निहत्य तन्मांसैर्ध्वाङ्क्षाणामिव तर्पणम् ॥ ८३ ॥

विष्णुपुराण, स्कन्ध ७, अ. १७, श्लो० ३६.

અન્યાયથી મેળવેલા ધનનું દાન ગાયને મારીને તેના માંસથી કાગડાઓના તર્પણની જેમ ભારે દોષો પેદા કરનારું છે. ૮૩.

अन्यायोपार्जितैर्वित्तैर्यत् श्राद्धं क्रियते जनैः ।
तृप्यन्ते तेन चाण्डाला वुकसा दासयोनयः ॥ ८४ ॥

विष्णुपुराण, स्कन्ध ७, अ. १७, श्लो० ३७.

માણસો અન્યાયથી મેળવેલા ધનવડે જે શ્રાદ્ધ કરે છે તેથી તો દાસ-યોનિવાળા ચાંડાલો જ તૃપ્ત થાય છે. ૮૪.

अन्यायवित्तेन कृतोऽपि धर्मः, सव्याज इत्याहुरशेषलोकाः ।
न्यायार्जितार्थेन स एव धर्मो निर्व्याज इत्यार्यजना वदन्ति ॥८५॥

અન્યાયથી ઉપાર્જન કરેલા ધનવડે કરેલો ધર્મ પણ સવ્યાજ-કપટયુક્ત છે એમ સર્વ લોકો કહે છે, અને નીતિથી ઉપાર્જન કરેલા ધનવડે કરેલો તે જ ધર્મ નિર્વ્યાજ-કપટરહિત છે એમ સજ્જનો કહે છે. ૮૫.

## बुद्धि ( १०३ )

બુદ્ધિનું લક્ષણ:—

अनारम्भो हि कार्याणां, प्रथमं बुद्धिलक्षणम् ।
आरब्धस्यान्तगमनं, द्वितीयं बुद्धिलक्षणम् ॥ १ ॥

पञ्चतन्त्र, पृ० ९७, श्लो० ११४*

કોઇ પણ કાર્યનો આરંભ ન કરવો એ બુદ્ધિનું પ્રથમ લક્ષણ છે, અને જો કાર્યનો આરંભ કર્યો તો પછી તેનો પાર લાવવો—એ કાર્ય પૂરું કરવું એ બુદ્ધિનું બીજું લક્ષણ છે. ૧.

બુદ્ધિનો મહિમા :—

प्रज्ञाऽङ्गना सदा सेव्या, पुरुषेण सुखावहा ।
हेयोपादेयतत्त्वज्ञा, या रता सर्वकर्मणि ॥ २ ॥

तत्त्वामृत, श्लो० २६०.

જે બુદ્ધિરૂપી સ્ત્રી સુખને આપનારી, તજવા યોગ્ય અને ગ્રહણ કરવા યોગ્ય તત્ત્વને જાણનારી તથા સર્વ શુભ કાર્યમાં આસક્ત છે તે બુદ્ધિરૂપી સ્ત્રીને પુરુષે સદા સેવવી. ૨.

प्रज्ञालाभात् परो लाभो न कश्चिदिह विद्यते ।
प्रज्ञावान् सुखमाप्नोति, पुमानिह परत्र च ॥ ३ ॥

इतिहाससमुच्चय, अ० १६, श्लो० २.

આ જગતમાં બુદ્ધિના લાભથી બીજો કોઇ મોટો લાભ

છે નહીં. તેથી બુદ્ધિમાન મનુષ્ય આ ભવમાં તથા પર ભવમાં સુખને પામે છે. ૩.

સાચી બુદ્ધિ:—

सा प्रज्ञा या शमे याति, विनियोगपरा हिता ।
शेषा हि निर्दया प्रज्ञा, कर्मोपाजनकारिणी ॥ ४ ॥

तत्त्वामृत, श्लो० २५९.

ધર્મ અનુષ્ઠાનમાં તત્પર અને હિતકારક એવી જે બુદ્ધિ શમતાને વિષે રહેલી હોય છે તે જ પ્રજ્ઞા-બુદ્ધિ કહેવાય છે, બાકીની નિર્દય એવી બુદ્ધિ કર્મનો બંધ કરનારી છે. ૪.

બુદ્ધિ : સાચું જીવન:—

जीवन्ति शतशः प्राज्ञाः, प्रज्ञया वित्तसङ्क्षये ।
न हि प्रज्ञाक्षये कश्चिद् वित्ते सत्यपि जीवति ॥ ५ ॥

धर्मबिन्दु प्रकरण, पत्र १४, ( आग० स० ).

ધનનો ક્ષય થાય તોપણ સેંકડો ડાહ્યા પુરુષો પોતાની બુદ્ધિથી જીવે છે (એટલે જીવિતને સફળ કરે છે), પરંતુ ઘણું ધન છતાં પણ જો બુદ્ધિનો ક્ષય થાય તો કોઈ પણ જીવી શકતું નથી (એટલે તેનું જીવિત નિષ્ફળ જાય છે). ૫.

સ્થિર બુદ્ધિ:—

दुःखेष्वनुद्विग्नमनाः, सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः, स्थितधीर्मुनिरुच्यते ॥ ६ ॥

भगवद्गीता, अ० २. श्लो० ५६.

જેનું મન દુઃખને વિષે ઉદ્વેગ પામતું ન હોય, સુખને વિષે જેને ઇચ્છા ન હોય, તથા જેના રાગ, ભય અને ક્રોધ નાશ પામ્યા હોય તેવા મુનિ સ્થિતધી–સ્થિરબુદ્ધિવાળા કહેવાય છે. ૬.

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनन्दति न द्वेष्टि, तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ७ ॥

भगवद्गीता, अ० २, श्लो० ५७.

સર્વત્ર રાગરહિત એવા જે (મુનિ) તે તે શુભ કે અશુભને પામીને પણ આનંદ પામતા નથી તથા દ્વેષ પામતા નથી તેની બુદ્ધિ પ્રતિષ્ઠિત–સ્થિર કહેવાય છે. ૭.

સાત્વિક બુદ્ધિ:—

प्रवृत्तिं च निवृत्तिं च, कार्याकार्ये भयाभये ।
बन्धं मोक्षं च या वेत्ति, बुद्धिः सा पार्थ ! सात्त्विकी ॥८॥

भगवद्गीता, अ० १८, श्लो. ३०.

પ્રવૃત્તિને, નિવૃત્તિને, કાર્યને, અકાર્યને, ભયને, અભયને, બંધને અને મોક્ષને જે બુદ્ધિ જાણી શકે છે, તે બુદ્ધિ હે અર્જુન ! સાત્વિકી (સત્વગુણવાળી છે) કહેવાય છે. ૮.

રાજસી બુદ્ધિ:—

यया धर्ममधर्मं च, कार्यं चाकार्यमेव च ।
अयथावत् प्रजानाति, बुद्धिः सा पार्थ ! राजसी ॥ ९ ॥

भगवद्गीता, अ० १८, श्लो० ३१.

હે અર્જુન! જે બુદ્ધિવડે મનુષ્ય ધર્મને, અધર્મને, કાર્યને તથા અકાર્યને યથાર્થ રીતે જાણે નહી તે બુદ્ધિને રાજસી કહી છે. ૯.

તામસી બુદ્ધિઃ—

अधर्मं धर्ममिति या, मन्यते तमसाऽऽवृता ।
सर्वार्थान् विपरीतांश्च, बुद्धिः सा पार्थ ! तामसी ॥ १० ॥

भगवद्गीता, अ० १८, श्लो० ३२.

તમોગુણ(અજ્ઞાન) થી વ્યાપ્ત થયેલી જે બુદ્ધિ અધર્મને ધર્મ માને છે, અને સર્વ પદાર્થોને વિપરીત માને છે, તે બુદ્ધિ હે અર્જુન! તામસી કહેવાય છે. ૧૦.

અભ્યાસમહિમાઃ—

अभ्यासेन क्रियाः सर्वा अभ्यासात् सकलाः कलाः ।
अभ्यासाद् ध्यानमौनादि, किमभ्यासस्य दुष्करम् ? ॥११॥

श्राद्धविधि, पृ० ३८. (आत्मा० स० )*

અભ્યાસથી સઘળી ક્રિયા સધાય છે, અભ્યાસથી સમગ્ર કળાઓ સધાય છે અને અભ્યાસથી ધ્યાન, મૌન વગેરે સધાય છે. અભ્યાસને શું દુષ્કર છે? (અભ્યાસથી સર્વ સિદ્ધ થાય છે.) ૧૧.

બુદ્ધિની પરીક્ષાઃ—

मन्त्रिणां भिन्नसन्धाने, भिषजां सान्निपातिके ।
कर्मणि व्यज्यते प्रज्ञा, स्वस्थे को वा न पण्डितः ? ॥१२॥

हितोपदेश, विग्रह, श्लो० १२१.

ભેદ થયેલાની સાથે સંધિ કરવાના કાર્યમાં મંત્રીઓની

બુદ્ધિની પરીક્ષા થાય છે, અને સંન્નિપાતનો જ્વર આવ્યો હોય-ત્રિદોષ થયો હોય ત્યારે વૈદ્યોની પરીક્ષા થાય છે. બાકી સ્વસ્થપણાને વિષે કોણ પંડિત ન હોય? ( કાંઇ પણ મુશ્કેલીનું કાર્ય ન હોય ત્યારે તો સૌ કોઇ પંડિત હોય છે.) ૧૨.

### બુદ્ધિ અને શાસ્ત્રઃ—

यस्य नास्ति स्वयं प्रज्ञा, शास्त्रं तस्य करोति किम् ? ।
लोचनाभ्यां विहीनस्य, दर्पणः किं करिष्यति ? ॥ १३ ॥

वृद्धचाणक्यनीति, अ० १०, श्लो० ९.

જે મનુષ્યને પોતામાં જ બુદ્ધિ ન હોય તે મનુષ્યને શાસ્ત્ર શું ઉપકાર કરી શકે? (કાંઇ પણ ન કરે.) જેમકે નેત્રો રહિત ( અંધ ) માણુસને દર્પણ શું ઉપકાર કરી શકશે? ( અંધની પાસે અરિસો કશા કામનો નથી. ) ૧૩.

### વિનાશકાળે વિપરીત બુદ્ધિઃ—

न निर्मिता केन न दृष्टपूर्वा, न श्रूयते हेममयी कुरङ्गी ।
तथाऽपि तृष्णा रघुनन्दनस्य, विनाशकाले विपरीतबुद्धिः ॥१४॥

उपदेशमाला, भाषान्तर, पृ० ६४*

સુવર્ણમય મૃગલી કોઇએ બનાવી નથી, કોઇએ પૂર્વે જોઈ નથી, તેમ જ કોઇએ સાંભળી પણ નથી; તોપણ રામચંદ્રને તેની ઇચ્છા થઇ. ( ચોગ્ય જ છે કે ) વિનાશ-કાળે—આપત્તિને સમયે બુદ્ધિ પણ વિપરીત જ થાય છે. ૧૪.

असम्भवं हेममृगस्य जन्म, तथाऽपि रामो लुलुभे मृगाय ।
प्रायः समापन्नविपत्तिकाले, धियोऽपि पुंसां मलिनीभवन्ति ।१५।

हितोपदेश, मित्रलाभ, श्लो० २८.

સુવર્ણના મૃગનો જન્મ અસંભવિત છે, તોપણ રામચંદ્રે મૃગને માટે લોભ કર્યો હતો (એટલે કે માયાવી સુવર્ણના મૃગને પકડવા માટે તેની પાછળ રામચંદ્ર દોડ્યા, તેથી સિદ્ધ થાય છે કે) ઘણું કરીને વિપત્તિનો કાળ પ્રાપ્ત થયો હોય ત્યારે પુરુષોની બુદ્ધિ પણ મલિન થાય છે. ૧૫.

બુદ્ધિનું ફળઃ—

शुश्रूषा श्रवणं चैव, ग्रहणं धारणं तथा ।
ऊहाऽपोहोऽर्थविज्ञानं, तत्त्वज्ञानं च धीगुणाः ॥ १६ ॥

योगशास्त्र, पृ० ५३ ( प्र० स० ).

૧ સાંભળવાની ઇચ્છા, ૨ સાંભળવું, ૩ ( સાંભળેલનું ) ગ્રહણ કરવું, ૪ ધારી રાખવું, ૫ તર્ક કરવો, ૬ તર્કનું સમાધાન કરવું, ૭ પદાર્થને જાણવો અને ૮ તત્ત્વનું જ્ઞાન થવું: આ આઠ બુદ્ધિનાં ગુણો છે. ૧૬.

व्यसनेष्वपि सर्वेषु, यस्य बुद्धिर्न हीयते ।
स तेषां पारमभ्येत्य, प्राप्नोति परमं सुखम् ॥ १७ ॥

जैनपञ्चतन्त्र, पृ० १२७, श्लो० ५.

સર્વ પ્રકારનાં કષ્ટો આવ્યા છતાં પણ જેની બુદ્ધિ વિનાશ પામતી નથી, તે પુરુષ તે કષ્ટોના પારને પામીને અત્યંત સુખ પામે છે. ૧૭.

## व्याकरण शास्त्र ( १०४ )

વ્યાકરણનો મહિમાઃ—

व्याकरणात् पदसिद्धिः, पदसिद्धेरर्थनिर्णयो भवति ।
अर्थात् तत्त्वज्ञानं, तत्त्वज्ञानात् परं श्रेयः ॥ १ ॥

વ્યાકરણથી પદ (શબ્દ)ની સિદ્ધિ થાય છે, પદ સિદ્ધ થવાથી અર્થનો નિર્ણય થાય છે, અર્થ સાચો થવાથી તત્ત્વ-જ્ઞાન થાય છે અને તત્ત્વજ્ઞાનથી ઉત્તમ શ્રેય (મોક્ષ) પ્રાપ્ત થાય છે. ૧.

પ્રથમ વ્યાકરણઃ—

द्वे ब्रह्मणी वेदितव्ये, शब्दब्रह्म परं च यत् ।
शब्दब्रह्मणि निष्णातः, परं ब्रह्माधिगच्छति ॥ २ ॥

बृहदारण्यक, अ० ३, श्लो० १८.

બે બ્રહ્મ જાણવા લાયક છે, એક શબ્દબ્રહ્મ ( વ્યાકરણ ) અને બીજું પરબ્રહ્મ. (તેમાં પ્રથમ) શબ્દબ્રહ્મને વિષે કુશળ ( પુરુષ ) પરબ્રહ્મને મેળવી શકે છે. ૨.

વ્યાકરણ વગર નકામુંઃ—

वक्तृत्वं च कवित्वं च, विद्वत्तायाः फलं विदुः ।
शब्दज्ञानादृते तत्र, द्वयमप्युपपद्यते ॥ ३ ॥

વક્તાપણું અને કવિપણું પ્રાપ્ત થાય એ વિદ્વત્તાનું ફળ કહેલું છે. તે બન્ને [વક્તાપણું અને કવિપણું] શબ્દજ્ઞાન-વ્યાકરણ-વિના થઇ શકતાં નથી. ૩.

વ્યાકરણની જરૂરઃ—

यद्यपि बहु नाधीषे, तथापि पठ पुत्र ! व्याकरणम् ।
स्वजनः श्वजनो मा भूत्, सकलं शकलं सकृत् शकृत् ॥ ४ ॥

હે પુત્ર! જો કદાચ તારે વધારે ભણવું ન હોય તો પણ વ્યાકરણ તો અવશ્ય ભણ! કેમકે વ્યાકરણ ભણવાથી સ્વજનને બદલે શ્વજન (કુતરો) ન થઈ જાય, સકલ (સમગ્ર) ને બદલે શકલ (કકડો) ન થઇ જાય અને સકૃત્ (એક વાર) ને બદલે શકૃત્ (વિષ્ઠા) ન થઇ જાય. (વ્યાકરણ ન ભણ્યો હોય તો તે સ્વજનને બદલે શ્વજન (કુતરો) વગેરે શબ્દો બોલી જાય છે અને તેથી અર્થનો અનર્થ થઇ જાય છે.) ૪.



## ज्योतिष शास्त्र (१०५)

શુભ ગ્રહફળઃ—

सुखी भोगी धनी नेता, जायते मण्डलाधिपः ।
नृपतिश्चक्रवर्ती च, क्रमादुच्चग्रहे फलम् ॥ १ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १२४ (आत्मा स.)*

અનુક્રમે પરમ ઉચ્ચ ગ્રહોનું આ પ્રમાણે ફળ છે. સૂર્ય પરમ ઉચ્ચનો હોય તો તે સુખી થાય, ચંદ્ર હોય તો ભોગી થાય, મંગળ હોય તો ધનિક થાય, બુધ હોય તો નાયક થાય, ગુરુ હોય તો મંડળનો સ્વામી થાય–માંડલિક થાય, શુક્ર હોય તો રાજા થાય અને શનિ પરમ ઉચ્ચનો હોય તો તે ચક્રવર્તી થાય છે. ૧.

અશુભ રાશિઃ—

तुलासङ्क्रान्तिषट्कं चेत, स्वस्याः स्वस्यास्तिथेश्चलेत् ।
तदा दुःस्थं जगत् सर्वं, दुर्भिक्षडमरादिभिः ॥ २ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ५२.

જો તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન એ છ સંક્રાંતિઓ પોતપોતાની તિથિથી ચલાયમાન થાય તો દુકાળ અને ધાડ–લૂંટ વગેરે ઉપદ્રવોવડે સર્વ જગત દુઃખી થાય. ૨.

દીવાળી અને મંગળવાર : અશુભ—

दीपोत्सवदिने भौमवारो वह्निभयावहः ।
सङ्क्रान्तीनां च नैकट्ये, शुभकर्मादिकं न हि ॥ ३ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ५३

દીવાળીને દિવસે જો મંગળવાર આવે તો અગ્નિના ઉપદ્રવનો ભય થાય, અને જો સંક્રાંતિ સમીપે આવતી હોય તો શુભ કાર્ય વગેરે થાય નહીં-કરવા નહીં. ૩

શુભ ચંદ્ર:—

अस्तस्थानं रवेर्ज्येष्ठजामायां वीक्ष्य चिह्नितम् ।
तदुत्तरेण चेदिन्दोरस्तस्तच्छुभदं भवेत् ॥ ४ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ५४.

જ્યેષ્ઠ માસની અમાવાસ્યાએ સૂર્ય જે ઠેકાણે અસ્ત થયો હોય તે સ્થાનને ચિહ્ન કરી રાખવું. પછી શુદિ બીજને દિવસે જો ચંદ્રમા સૂર્યના ઉત્તર ભાગે આથમે તો તે શુભ ફળને આપનાર સમજવો. ૪.

આષાઢ માસ અને રોહિણી:—

आषाढे दशमी कृष्णा, सुभिक्षाय सरोहिणी ।
एकादशी तु मध्यस्था, द्वादशी दुःखदायिका ॥ ५ ॥

*विवेकविलास, उल्लास ८, श्लो० ५७.*

અષાડ વદ દશમને દિવસે રોહિણી નક્ષત્ર હોય તો સુકાળ થાય, અગ્યારશને દિવસે રોહિણી હોય તો મધ્યમ

વર્ષ થાય અને આરશને દિવસે રોહિણી નક્ષત્ર હોય તો તે દુઃખકારક છે–દુકાળ પડે. ૫.

## કેવી વિજળીથી શું થાય:—

वाताय कपिला विद्युदातपायातिलोहिनी ।
पीता वर्षाय विज्ञेया, दुर्भिक्षाय सिता भवेत् ॥ ६ ॥

सिद्धहेम. अध्याय २, पाद २.

કપિલ–માંજરા વર્ણવાળી વીજળી થાય તો વાયુ ઘણો વાય, રાતી વીજળી થાય તો તાપ સખત પડે, પીળી વીજળી થાય તો વરસાદ સારો થાય અને ધોળી વીજળી થાય તો દુકાળ પડે. ૬.



# शुकन शास्त्र (१०६)

પ્રયાણનું શુભ શુકનઃ—

गच्छतां च यदा श्वा स्याद्दक्षिणाद्वामवर्तकः ।
सर्वसिद्धिस्तदा नूनं, श्वानेन कथिता ध्रुवम् ॥ १ ॥

(સારા કામ માટે ઘેરથી નીકળીને) જતાં માર્ગમાં જો કૂતરો જમણી બાજુથી ડાબી બાજુએ ઉતરે, તો તે કુતરે અવશ્ય સર્વ સિદ્ધિ કહી છે. (અર્થાત્ સર્વ કાર્યની સિદ્ધિ થાય એમ જાણવું.) ૧.

कन्यागोशङ्खभेरीदधिफलकुसुमं पावको दीप्यमानो,
नागेन्द्रोऽश्वो रथो वा नृपतिरभिमुखः पूर्णकुम्भो ध्वजो वा ।
उत्क्षिप्ता चैव भूमिर्जलचरयुगलं सिद्धमन्नं शतायु-
र्वेश्यास्त्रीमद्यमांसं हितमपि गदितं मङ्गलं प्रस्थितानाम् ॥ २ ॥

धर्मकल्पद्रुम, पृ० ३९, श्लोक २७३. (प्र० स०)*

(કોઈ પણ સારા કામને માટે) પ્રયાણ કરતી વખતે પોતાની સન્મુખ કન્યા, ગાય, શંખ, ભેરી, દહીં, ફળ, પુષ્પ, દેદીપ્યમાન અગ્નિ, હાથી, અશ્વ, રથ, રાજા, પૂર્ણ કુંભ, ધ્વજ, માથે ઉપાડેલી ખોદેલી માટી, મત્સ્યનું યુગલ, રાંધેલું ધાન્ય, સો વર્ષનો વૃદ્ધ, વેશ્યા, સ્ત્રી, મદિરા અને માંસ મળે તો તે હિતકારક અને મંગળરૂપ કહ્યું છે. ૨.

कार्याय चलितः स्थानाद् वहन्नाडिपदं पुरः ।
कुर्वन् वाञ्छितसिद्धीनां, भाजनं जायते नरः ॥ ३ ॥

श्राद्धविधि, पृष्ठ ९८, श्लो. ३.

કામને માટે ( પોતાના ) સ્થાનેથી ચાલેલો જે પુરુષ વહેતી નાડીવાળો (જે તરફની નાડી ચાલતી હોય તે તરફનો) પગ આગળ કરે તે ઇચ્છિત (વસ્તુની) સિદ્ધિઓનું પાત્ર થાય છે. ૩.

પ્રયાણનો નિષેધઃ—

क्षीरं भुक्त्वा रतं कृत्वा, स्नात्वाऽऽहत्य गृहाङ्गनाम् ।
वान्त्वा निष्ठीव्य चाक्रोशं, श्रुत्वा च प्रचलेन्न हि ॥ ४ ॥

श्राद्धविधि, पृ० ९८, श्लो० १९

ખીર (દૂધ) ખાઇને, રતિક્રીડા કરીને, સ્નાન કરીને સ્ત્રીને મારીને, ઉલટી કરીને, થુંકીને અને બૂમ (રાડ) સાંભળીને પ્રયાણ ન કરવું. ૪.

સુંદર ભોજનનું શુકનઃ—

गच्छतां च यदा श्वानो अमेध्यं भक्षयेद् यदि ।
मिष्टान्यशनपानानि, प्राप्नोति पुरुषो ध्रुवम् ॥ ५ ॥

(ઘેરથી નીકળીને) જતાં માર્ગમાં જો કૂતરો વિષ્ટા ખાતો હોય-ખાતો જોવામાં આવે-તો તે પુરુષ અવશ્ય મધુર ભોજન અને પાણીને પામે છે. ૫.

દ્રવ્યલાભનું શુકનઃ—

गच्छतां च यदा श्वानः, कर्णौ कण्डूयते पुनः ।
द्रव्यलाभं विजानीयान्महत्त्वं च प्रजायते ॥ ६ ॥

(સારા કામને માટે ઘેરથી નીકળીને) જતાં માર્ગમાં જો કૂતરો પોતાના બન્ને કાનને ખજવાળતો હોય તો દ્રવ્યનો તથા પ્રતિષ્ઠાનો લાભ થશે એમ જાણવું. ૬.

પક્ષીનું શુભ અશુભ શુકનઃ—

गतिस्तारा स्वरो वामो दुर्गायाः शुभदः स्मृतः ।
विपरीतः प्रवेशे तु, स एवाभीष्टदायकः ॥ ७ ॥

उत्तराध्ययनसूत्र टीका ( भावविजय), पृ. ३१६.

દુર્ગા નામની પક્ષિણી, ઉતાવળી ગતિ કરતી જોવામાં આવે અને ડાબી બાજુએ તેનો સ્વર સાંભળવામાં આવે, તો તે શુભ ફળને આપનાર કહ્યો છે. અને તેનાથી વિપરીત એટલે જમણી બાજુએ તેનો સ્વર સાંભળવામાં આવે તો પ્રવેશને વિષે તે વાંછિતને દેવાવાળો છે–શુભ છે ૭.



## सामुद्रिक शास्त्र (१०७)

બત્રીશ લક્ષણ:—

छत्रं तामरसं धनू रथवरो दम्भोलिकूर्माङ्कुशा
वापीस्वस्तिकतोरणानि च सरः पञ्चाननः पादपः
चक्रं शङ्खगजौ समुद्रकलशौ प्रासादमत्स्या यवा
यूपस्तूपकमण्डलून्यवनिभृत् संचामरो दर्पणः ॥ १ ॥
उक्षा पताका कमलाऽभिषेकः, सुदाम केकी घनपुण्यभाजाम् ॥
इह भवति सप्तरक्तः, षडुन्नतः पञ्चसूक्ष्मदीर्घश्च ।
त्रिविपुललघुगम्भीरो द्वात्रिंशल्लक्षणः ॥ पुमान् ॥ २ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान १, पृ. २०. ( आत्मा० म० )*

છત્ર ૧, કમળ ૨, ધનુષ ૩, શ્રેષ્ઠ રથ ૪, વજ્ર ૫, કાચબો ૬, અંકુશ ૭, વાવ ૮, સાથિયો ૯, તોરણ ૧૦, સરોવર ૧૧, સિંહ ૧૨, વૃક્ષ ૧૩, ચક્ર ૧૪, શંખ ૧૫, હાથી ૧૬, સમુદ્ર ૧૭, કળશ ૧૮, પ્રાસાદ ૧૯, મત્સ્ય ૨૦, જળ ૨૧, યૂપ ૨૨, સ્તૂભ ૨૩, કમંડળ ૨૪, પર્વત ૨૫, ચામર ૨૬, દર્પણ ૨૭, બળદ ૨૮, ધ્વજ ૨૯, લક્ષ્મીનો અભિષેક ૩૦, માળા ૩૧ તથા મયૂર ૩૨: આ બત્રીશ લક્ષણો પુણ્યવંતને હોય છે. વળી અહીં જેનાં સાત અવયવ રાતાં હોય, છ ઉંચાં હોય, પાંચ સૂક્ષ્મ હોય, પાંચ લાંબાં હોય, ત્રણ પહોળાં હોય, ત્રણ લઘુ હોય અને ત્રણ ગંભીર હોય. તે બત્રીશ લક્ષણવાળો પુરુષ કહેવાય છે. ૧,૨.

કેવા અવયવનું શું ફળ?

न स्त्री त्यजति रक्ताक्षं, नार्थः कनकपिङ्गलम् ।
दीर्घबाहुं न चैश्वर्यं, न मांसोपचितं सुखम् ॥ ३ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान १, पृ. २१. (आत्मा० स०)*

રાતા નેત્રવાળા પુરુષને સ્ત્રી તજતી નથી, સુવર્ણ જેવી પીળી આંખવાળાને ધન તજતું નથી, લાંબા હાથવાળાને ઐશ્વર્ય તજતું નથી, અને માંસથી પુષ્ટ શરીરવાળાને સુખ તજતું નથી (અર્થાત્ તેવા તેવા પુરુષોને તે તે વસ્તુ પ્રાપ્ત થાય છે) ૩.

छत्राकारं शिरो यस्य, विस्तीर्णं हृदयं तथा ।
कटी यस्य विशाला च, ससौख्यधनपुत्रवान् ॥ ४ ॥

धर्मकल्पद्रुम, पृ० ५१, श्लो० ६१. (प्र स)

જેનું મસ્તક છત્રને આકારે હોય, જેની છાતી પહોળી હોય અને જેની કેડ વિશાળ હોય તે પુરુષ સુખી, ધનવાન અને પુત્રવાન થાય છે. ૪.

प्रलम्बबाहुः स्वामी स्याद्, ह्रस्वबाहुस्तु किङ्करः ।
स्वच्छारुणनखो दीर्घाङ्गुली रक्तकरः श्रिये ॥ ५ ॥

पार्श्वनाथचरित्र (गद्य), पृ० १४८. श्लो० ७. (प्र० स०)*

જેના હાથ લાંબા હોય તે (રાજા વગેરે) સ્વામી થાય છે, જેના હાથ ટૂંકા હોય તે ચાકર થાય છે, જેના નખ સ્વચ્છ અને રાતા હોય, આંગળીઓ લાંબી હોય અને હાથ રાતા હોય, તે લક્ષ્મીને માટે થાય છે. ૫.

यथा नेत्रे तथा शीलं, यथा नासा तथाऽऽर्जवम् ।
यथा रूपं तथा वित्तं, यथा शीलं तथा गुणाः ॥ ६ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान १, पृ० २०. (आत्मा. स.)*

જેવાં નેત્ર હોય તેવું શીલ હોય છે, જેવી નાસિકા હોય તેવી સરળતા હોય છે, જેવું રૂપ હોય તેવું ધન હોય છે અને જેવું શીલ (આચાર) હોય તેવા ગુણ હોય છે. (અર્થાત્ નેત્ર ઉપરથી શીલ જણાય છે, નાસિકા ઉપરથી સરળતા જણાય છે, રૂપ ઉપરથી ધન જણાય છે અને આચાર ઉપરથી ગુણ જણાય છે.) ૬.

उरो विशालो धनधान्यभोगी, शिरो विशालो नृपपुंगवश्च ।
कटीविशालो बहुपुत्रदारो विशालपादः सततं सुखी स्यात् ॥७॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान १, पृ० २१. (आत्मा. स.)

જેનું ઉરસ્થળ (છાતી) વિશાળ હોય તે ધન અને ધાન્યનો ભોગી થાય છે, જેનું મસ્તક વિશાળ હોય તે રાજા થાય છે, જેની કટી વિશાળ હોય તેને ઘણા પુત્રો અને ઘણી સ્ત્રીઓ થાય છે, જેના પગ વિશાળ હોય તે નિરંતર સુખી થાય છે. ૭.

पद्मपत्रसमा जिह्वा, रक्ता सूक्ष्मा सुशोभना ।
पार्थिवः शुकनासः स्याद् ह्रस्वनासस्तु धार्मिकः ॥ ८ ॥

पार्श्वनाथचरित्र (गद्य), पृ० १४९, श्लो० १५. (प्र. स.)*

જેની જીભ કમળના પાંદડા જેવી, રાતી અને પાતળી હોય તે શુભ ફળને આપનારી છે, જેની નાસિકા પોપટ જેવી હોય તે રાજા થાય છે અને જેની નાસિકા નાની હોય તે ધર્મિષ્ઠ થાય છે. ૮.

अस्थिष्वर्थाः सुखं मांसे, त्वचि भोगाः स्त्रियोऽक्षिषु ।
गतौ यानं स्वरे चाज्ञा, सर्वं सत्त्वे प्रतिष्ठितम् ॥ ९ ॥

सामुद्रिक.

મનુષ્યોને અમુક રીતના હાડકાં હોય તો તેને ધન મળે છે, અમુક જાતનું માંસ હોય તો સુખ મળે છે, અમુક જાતની ચામડી હોય તો ભોગ મળે છે, અમુક પ્રકારનાં નેત્ર હોય તો સ્ત્રીઓ ચાહે છે, અમુક પ્રકારની ગતિ-ચાલ હોય તો તેને વાહન મળે છે, અમુક પ્રકારનો સ્વર હોય તો તેની આજ્ઞા સર્વને માન્ય થાય છે અને સત્ત્વ હોય તો બધું મળે છે. ૯.

કયાં અવયવો લાંબાં સારાં:—

नयनकुचान्तरनासाहनुभुजमिति यस्य पञ्चकं दीर्घम् ।
दीर्घायुर्वित्तपरः, पराक्रमी जायते स नरः ॥ ११ ॥

धर्मकल्पद्रुम, पृ० ६२, श्लो० ५८ ( प्र. स )

જે પુરુષનાં નેત્ર, છાતી, નાસિકા, દાઢી અને હાથ આ પાંચ અવયવો લાંબાં હોય, તે પુરુષ લાંબા આયુષ્યવાળો, ધનવાન અને પરાક્રમી થાય છે ૧૧.

अनामिकाऽन्त्यरेखायाः, कनिष्ठा स्याद्यदाऽधिका ।
धनवृद्धिस्तदा पुंसां, मातृपक्षो बहुस्तथा ॥ १२ ॥

विवेकविलास, उल्लास ५ श्लो० ४४

પુરુષોને અનામિકાની છેલ્લી રેખાથી કનિષ્ઠિકા આંગળી વધારે મોટી હોય તો તેમને ધનની વૃદ્ધિ થાય છે, તથા માતાનો પક્ષ પણ ઘણો હોય છે-મોસાળ વિશાળ હોય છે. ૧૨

કયાં અવયવો નાનાં સારાં—

दन्तत्वक्केशाङ्गुलिपर्व्वनखञ्चेति पञ्च सूक्ष्माणि ।
धनलक्ष्माण्येतानि, प्रभवन्ति प्रायशः पुंसाम् ॥ १३ ॥

धर्मकल्पद्रुम, पृ. ५१, श्लो० ५७. ( प्र. स. )

દાંત, ચામડી, કેશ, આંગળીના ટેરવા અને નખ; આ પાંચ અવયવ સૂક્ષ્મ હોય તો તે પ્રાયે કરીને પુરુષોને ધનનાં ચિહ્ન છે. ( એટલે તેવો પુરુષ ધનવાન થાય છે.) ૧૩.

કયાં અવયવો રાતાં સારાંઃ—

नखचरणपाणिरसनादशनच्छदतालुलोचनान्तेषु ।
स्याद्यो रक्तः सप्तसु, सप्ताङ्गां स भजते लक्ष्मीम् ॥१४॥

धर्मकल्पद्रुम, पृ० ५१, श्लो० ५५ ( प्र. स. )

જે પુરુષનાં નખ, પગ, હાથ, જીભ, ઓષ્ટ, તાળવું અને નેત્રના છેડા; આ સાત અવયવો રાતાં હોય, તે પુરુષ સાત અંગવાળી રાજ્ય-લક્ષ્મીને પામે છે. ૧૪.

ઊંચાં શુભ અવયવોઃ—

षट्कं कक्षा वक्षः, कृकाटिका नासिका नखास्यमिति ।
यस्येदमुन्नतं स्यादुन्नतयस्तस्य जायन्ते ॥ १५ ॥

धर्मकल्पद्रुम, पृ० ५१, श्लो० ५६. ( प्र स. )

જે પુરુષની કક્ષા—કાખલી, વક્ષઃસ્થળ—છાતી, હડિયો, નાસિકા, નખ અને મુખ : આ છ અવયવો ઊંચાં હોય તે પુરુષને ઉન્નતિ પ્રાપ્ત થાય છે. ૧૫.

રાજાનાં ચિન્હોઃ—

शक्तितोमरदण्डासिधनुश्चक्रगदोपमा ।
यस्य रेखा भवेदेषा, राजानं तं विनिर्दिशेत् ॥ १६ ॥

पार्श्वनाथचरित्र (गद्य), पृ० १४८, श्लो० ८. (प्र. स.)*

શક્તિ, તોમર–ભાલું, દંડ, ખડ્ગ, ધનુષ, ચક્ર અને ગદાના જેવી જેને રેખા હોય તે માણસ રાજા થશે એમ જાણવું. ૧૬.

राज्याय पादयो रेखा ध्वजवज्राङ्कुशोपमाः ।
अङ्गुल्योऽपि समा दीर्घाः, संहिताश्च समुन्नताः ॥१७॥

पार्श्वनाथचरित्र (गद्य), पृ० १४८, श्लो० २. (प्र० स० )*

બન્ને પગને વિષે ધ્વજ, વજ્ર અને અંકુશના આકાર જેવી રેખાઓ હોય તો તે રાજ્યને આપનારી છે. તથા આંગળીઓ પણ સરખી, લાંબી, એક બીજી સાથે મળેલી –અડકતી અને ઊંચી હોય તો તે પણ રાજ્યને આપનારી છે.૧૭.

સાત્ત્વિક પુરુષનાં લક્ષણઃ—

अतिह्रस्वेऽतिदीर्घेऽतिस्थूले चातिकृशे तथा ।
अतिकृष्णेऽतिगौरे च, षट्सु सत्त्वं निगद्यते ॥ १८ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान १. पृ० २०. (आत्मा० स०)*

અત્યંત હ્રસ્વ–ઠીંગણો, અતિ લાંબો, અતિ જાડો, અતિ પાતળો, અતિ કાળો અને અતિ ગોર વર્ણવાળો : આ છ પ્રકારના પુરુષને વિષે સત્ત્વ હોય છે એમ કહ્યું છે. ૧૮.

રેખા સંબંધી વિચારઃ—

मणिबन्धात् पितुर्लेखा, करभाद्विभवायुषोः ।
लेखे द्वे यान्ति तिस्रोऽपि, तर्जन्यङ्गुष्ठकान्तरम् ॥ १९ ॥
विवेकविलास, उल्लास ५, श्लो० ५३.

મણિબંધથી એટલે હાથના કાંડા પાસેથી પિતાની રેખા નીકળે છે, કરભથી એટલે પોંચાથી ધન અને આયુષ્યની બે રેખાઓ નીકળે છે, તથા તે ત્રણે રેખાઓ તર્જની અને અંગૂઠો એ બેની વચ્ચે જાય છે. ૧૯.

येषां रेखा इमास्तिस्रः, सम्पूर्णा दोषवर्जिताः ।
तेषां गोत्रधनायूंषि, सम्पूर्णान्यन्यथा न तु ॥२०॥
उल्लङ्घ्यन्ते च यावन्त्योऽङ्गुल्यो जीवितरेखया ।
पञ्चविंशतयो ज्ञेयास्तावन्त्यः शरदां बुधैः ॥ २१ ॥
विवेकविलास, उल्लास ५, श्लो० ५४, ५५.

જેમની આ ( ઉપર કહેલી ) ત્રણે રેખાઓ સંપૂર્ણ અને દોષ રહિત હોય, તેમનાં કુળ, ધન અને આયુષ્ય પરિપૂર્ણ હોય છે. અને જો તે રેખાઓ બરાબર ન હોય તો કુળ, ધન અને આયુષ્ય પણ બરાબર હોતા નથી.

કરભથી એટલે પોંચાથી આયુષ્યની રેખાએ જેટલી આંગળીઓ ઉલ્લંઘન કરેલી હોય, તેટલા પચીશ વર્ષનું આયુષ્ય તેનું છે એમ પંડિતોએ જાણવું. ૨૦, ૨૧.

अरेखं बहुरेखं वा, येषां पाणितलं नृणाम् ।
ते स्युरल्पायुषो निःस्वा दुःखिता नात्र संशयः ॥ २२ ॥
विवेकविलास, उल्लास ५, श्लो० ३८.

જેમના હાથના તળિયામાં બિલકુલ 'રેખા' ન હોય અથવા ઘણી રેખાઓ હોય, તેઓ અલ્પ આયુષ્યવાળા, નિર્ધન અને દુઃખી થાય છે, તેમાં કાંઈ પણ સંશય નથી. ૨૨.

प्रासादपर्व्वतस्तूपपद्माङ्कुशरथोपमाः ।

ध्वजकुम्भसमा रेखा हस्तपादे शुभावहाः ॥ २३ ॥

धर्मकल्पद्रुम, पृ० ५१, श्लो० ६३ (प्र० स० ).

પ્રાસાદ, પર્વત, સ્તૂપ, કમળ, અંકુશ અને રથના જેવી તથા ધ્વજ અને કુંભના જેવી જેના હાથ પગમાં રેખા હોય તો તેને તે શુભ ફળવાળી છે. ૨૩.

मयूरगजहंसाश्वच्छत्रतोरणचामरैः ।
सदृशा यत्करे रेखाः, स भोगान् लभते घनान् ॥ २४ ॥

धर्मकल्पद्रुम, पृ० ५१, श्लो० ६२. ( प्र० स० )

જેના હાથને વિષે મોર, હાથી, હંસ, અશ્વ, છત્ર, તોરણ અને ચામરના આકારવાળી રેખાઓ હોય, તે પુરુષ ઘણા ભોગોને પામે છે. ૨૪.

स्थूलरेखा दरिद्राः स्युः, सूक्ष्मरेखा महाधनाः ।
खण्डितस्फुटिताभिः स्यादायुषः क्षय एव हि ॥ २५ ॥

पार्श्वनाथचरित्र (गद्य), पृ० १४९, श्लो० १३. (प्र० स०)*

જેને જાડી રેખાઓ હોય તે દરિદ્ર થાય છે અને જેને સૂક્ષ્મ રેખાઓ હોય તે મહા ધનવાન થાય છે, તથા જેને ખંડિત અને ફુટેલી રેખા હોય તેના આયુષ્યનો ક્ષય થાય છે. ૨૫.

ध्वजवज्राङ्कुशच्छत्रं, शङ्खपद्मादयस्तले ।
पाणिपादेषु शस्यन्ते, यस्यासौ श्रीपतिः पुमान् ॥ २६ ॥
पार्श्वनाथचरित्र (गद्य), पृ० १४९, श्लो० ९ (प्र० स०)*

જેના હાથ પગનાં તળિયાને વિષે ધ્વજ, વજ્ર, અંકુશ, છત્ર, શંખ અને કમળનું ચિહ્ન હોય તો તે પ્રશસ્ત છે અને તે પુરુષ લક્ષ્મીપતિ થાય છે. ૨૬.

स्वस्तिके जनसौभाग्यं, मीने सर्वत्र पूज्यता ।
श्रीवत्से वाञ्छिता लक्ष्मीर्गवाढ्यं दामकेन तु ॥ २७ ॥
पार्श्वनाथचरित्र (गद्य), पृ० १४९, श्लो० १०. (प्र० स०)*

જે માણસને સ્વસ્તિકનું-સાથિયાનું ચિહ્ન હોય તે લોકોને વિષે સૌભાગ્ય પામે છે, મત્સ્યનું ચિહ્ન હોય તો સર્વત્ર પૂજ્યપણું થાય છે, શ્રીવત્સનું ચિહ્ન હોય તો ઇચ્છિત લક્ષ્મી મળે છે અને માળાનું ચિહ્ન હોય તો ઘણા પશુઓનો સ્વામી થાય છે. ૨૭.

पुत्रदा करभे रेखा, कनिष्ठाधः कलत्रकृत् ।
अङ्गुष्ठमूलरेखा तु, भ्रातृभाण्डेषु शस्यते ॥ २८ ॥
पार्श्वनाथचरित्र (गद्य), पृ० १४९, श्लो० ११. (प्र० स०)*

પોંચાને વિષે રહેલી રેખા પુત્રને આપનારી છે એટલે જેટલી રેખા હોય તેટલા પુત્ર થાય છે, ટચલી આંગળીની નીચેની રેખા સ્ત્રીને આપનારી છે એટલે જેટલી રેખા હોય તેટલી સ્ત્રી થાય છે, તથા અંગૂઠાના મૂળમાં રહે

## પેટ સંબંધી વિચારઃ—

मृगव्याघ्रोदरो भोगी, श्वशृगालोदरोऽधमः ।
मण्डूकसदृशं यस्योदरं स स्यान्महीपतिः ॥ ३४ ॥

पार्श्वनाथचरित्र (गद्य), पृ० १४८, श्लो० ६. ( प्र० स० )*

જેનું ઉદર-પેટ મૃગ અને વાઘ જેવું હોય તે ભોગી થાય છે, જેનું ઉદર કુતરા અને શિયાળ જેવું હોય તે અધમ થાય છે, અને જેનું ઉદર દેડકા જેવું હોય તે રાજા થાય છે. ૩૪.

## અંગુઠા સંબંધી વિચારઃ—

अङ्गुष्ठैर्विपुलैर्दुःखं, सदाऽध्वगमनं नृणाम् ।
वृत्तैस्ताम्रनखैः स्निग्धैः, संहितैस्तु सुखं भवेत् ॥ ३५ ॥

पार्श्वनाथचरित्र (गद्य), पृ० १४८, श्लो० ३. (प्र० स०)*

અંગુઠા પહોળા હોય તો તે મનુષ્યોને દુઃખ આપનાર થાય છે તથા નિરંતર માર્ગમાં પ્રયાણ કરાવે છે, પરંતુ જો તે ગોળ હોય, તેના નખ રાતા હોય, ચિકાશવાળા હોય અને ચોંટેલા હોય તો સુખદાયક છે. ૩૫.

## અંગુઠામાં જવ સંબંધી વિચારઃ—

यवैरङ्गुष्ठमध्यस्थैर्विद्याख्यातिविभूतयः ।
शुक्लपक्षे तथा जन्म, दक्षिणाङ्गुष्ठगैश्च तैः ॥ ३६ ॥

विवेकविलास, उल्लास ५, श्लो० ६४.

... विद्या,

કીર્તિ અને ધનની પ્રાપ્તિ થાય છે. તથા જમણા અંગુઠામાં જવ હોય તો તેનો જન્મ શુક્લ પક્ષમાં છે એમ જાણવું. ૩૬

अङ्गुष्ठोदरमध्यस्तु, यवो यस्य विराजते ।
उत्पन्नभक्ष्यभोगी च, स नरः सुखमेधते ॥ ३७ ॥

*पार्श्वनाथचरित्र (गद्य), पृ० १४९, श्लो० १२. (प्र० स०)*

અંગુઠાના ઉદર મધ્યે-કપલા પર્વમાં જેને જવનો આકાર હોય તે મનુષ્ય જાતે ભોજન અને ભોગને ઉત્પન્ન કરી સુખને પામે છે. ૩૭.

## આવર્ત સંબંધી વિચારઃ—

आवर्तो दक्षिणे भागे, दक्षिणः शुभकृन्नृणाम् ।
वामो वामेऽतिनिन्द्यश्च, दिगन्यत्वे तु मध्यमः ॥ ३८ ॥

विवेकविलास, उल्लास ५, श्लो० २८.

પુરુષની જમણી બાજુએ દક્ષિણાવર્ત-જમણા આવર્તવાળો ભમરો હોય તો તે શુભકારક છે, અને ડાબા ભાગે ડાબો આવર્ત હોય તો તે અત્યંત નિંદવાલાયક છે. તથા જો જમણી બાજુએ ડાબો આવર્ત અને ડાબી બાજુએ જમણો આવર્ત હોય તો તે મધ્યમ જાણવો. ૩૮.

## નખ સંબંધી વિચારઃ—

उन्नताग्रनखा भव्याः, सस्निग्धाः सौख्यदायकाः ।
शूर्पाकारा रुक्षभग्ना चक्राः श्वेताश्च दुःखदाः ॥ ३९ ॥

पार्श्वनाथचरित्र (गद्य), पृ० १४८, श्लो० १. (प्र० स०)*

ભાઈભાંડુને માટે કહેવાય છે એટલે જેટલી રેખા હોય તેટલાં ભાઈભાંડુ થાય છે. ૨૮.

મસ્તક સંબંધી વિચારઃ-

छत्राकारं नरेन्द्राणां, शिरो दीर्घं तु दुःखिनाम् ।
अधमानां घटाकारं, पापिनां स्थपुटं पुनः ॥ २९ ॥

पार्श्वनाथचरित्र (गद्य), पृ० १४९, श्लो० १७. ( प्र० स० )*

જેનું મસ્તક છત્રના જેવું ગોળ હોય તે રાજા થાય છે, જેનું મસ્તક લાંબું હોય તે દુઃખી થાય છે, જેનું મસ્તક ઘડાના આકારે હોય તે અધમ થાય છે અને જેનું મસ્તક શમૈયાના સંપુટ જેવું હોય તે પાપી થાય છે. ૨૯.

કેશ સંબંધી વિચાર.—

मृदुलैः श्यामलस्निग्धैः, स्निग्धैर्भवति भूपतिः ।
स्फुटितैः कपिलैः स्थूलैः, रुक्षैः केशैः सुदुःखिनः ॥३०॥

पार्श्वनाथचरित्र (गद्य) पृ० १४९, श्लो० १८. ( प्र० स० )*

જેના કેશ કોમળ, કાળા અને ચીકાશવાળા-ચકચકિત હોય તે રાજા થાય છે, અને જેના કેશ ફુટેલા, પીળા વર્ણવાળા, જાડા અને લૂખા-સૂકા હોય તે દુઃખી થાય છે. ૩૦.

કપાળ સંબંધી વિચારઃ—

ललाटे चार्धचन्द्राभे, राजा धर्मिष्ठ उन्नते ।
विद्याभोगी विशाले स्याद् दुःखी तु विषमे भवेत् ॥ ३१ ॥

पार्श्वनाथचरित्र (गद्य), पृ.०१४९, श्लो० १६. ( प्र० स० )*

જેનું કપાળ અર્ધ ચંદ્ર જેવું હોય તે રાજા થાય છે, જેનું કપાળ ઊંચું હોય તે ધર્મિષ્ઠ થાય છે, જેનું કપાળ વિશાળ-પહોળું હોય તે વિદ્યાવાન અને ભોગી થાય છે અને જેનું કપાળ 'વિષમ-વાંકું' હોય તે દુઃખી થાય છે. ૩૧.

## તિલક સંબંધી વિચારઃ—

नरस्य दक्षिणे पार्श्वे, तिलकं मण्डलं शुभम् ।
वामे शुभं च नारीणां, ज्ञातव्यं हि नराधिप ! ॥ ३२ ॥

धर्मकल्पद्रुम, पृ० ५१, श्लो० ६४. ( प्र० स० )

હે રાજા ! પુરુષના જમણા પડખે મંડળના આકારે તિલક હોય તે શુભ છે, અને સ્ત્રીઓને ડાબે પડખે તિલક હોય તે શુભ છે, એમ જાણવું. ૩૨.

## દાંત સંબંધી વિચારઃ—

द्वात्रिंशद्दशनो राजा, भोगी स्यादेकहीनकः ।
त्रिंशद्दन्तास्तु सुखिनस्ततो हीनास्तु दुःखिनः ॥ ३३ ॥

पार्श्वनाथचरित्र (गद्य), पृ० १४९, श्लो० १४. ( प्र० स० )*

જેને બત્રીશ દાંત હોય તે રાજા થાય છે, જેને એકત્રીશ દાંત હોય તે ભોગી થાય છે, જેને ત્રીશ દાંત હોય તે સુખી થાય છે અને તેથી પણ ઓછા દાંત હોય તે દુઃખી થાય છે. ૩૩.

ઊંચા અને રાતા નખ હોય તે સારા છે, ચીકાશવાળા ચકચકિત હોય તે સુખ આપનારા છે, પણ સુપડાના આકારવાળા, લુખા-સુકા, ભાંગલા, વાંકા અને શ્વેત નખ હોય તો તે દુઃખને આપનારા છે. ૩૯.

જંઘા સંબંધી વિચારઃ—

दुःखिनः काकजङ्घाः स्युर्दीर्घजङ्घा महाध्वगाः ।
बन्धनं चाश्वजङ्घानां, मृगजङ्घास्तु पार्थिवाः ॥ ४० ॥

पार्श्वनाथचरित्र (गद्य), पृ० १४८, श्लो० ५. (प्र० स०)*

જેને કાગડા જેવી જંઘા હોય તે દુઃખી થાય છે, જેને લાંબી જંઘા હોય તે અતિ માર્ગમાં ચાલનારા એટલે કાસદીયું કરનારા થાય છે, ઘોડા જેવી જંઘા હોય તે બંધનને પામે છે અને મૃગ જેવી જંઘા હોય તે રાજા થાય છે-૪૦



## સ્વપ્નના પ્રકાર અને સફળ સ્વપ્નઃ—

अनुभूतः श्रुतो दृष्टः, प्रकृतेश्च विकारजः ।
स्वभावतः समुद्भूतश्चिन्तासन्ततिसम्भवः ॥ १ ॥

देवताद्युपदेशोत्थो धर्मकर्मप्रभावजः ।
पापोद्रेकसमुत्थश्च, स्वप्नः स्यान्नवधा नृणाम् ॥ २ ॥

प्रकारैरादिमैः षड्भिरशुभश्च शुभोऽपि च ।
दृष्टो निरर्थकः स्वप्नः, सत्यश्च त्रिभिरुत्तमैः ॥ ३ ॥

विवेकविलास, उल्लास १, श्लो० १६, १७, १८.

કોઈ પણ વખત પૂર્વે અનુભવેલ, જોયેલ અથવા સાંભળેલ, તથા પ્રકૃતિના વિકારથી ઉત્પન્ન થયેલ, સ્વાભાવિક ઉત્પન્ન થયેલ, વિચારની શ્રેણિથી ઉત્પન્ન થયેલ, દેવતાદિકના ઉપદેશથી ઉત્પન્ન થયેલ, ધર્મકાર્યના પ્રભાવથી ઉત્પન્ન થયેલ અને અતિ પાપથી ઉત્પન્ન થયેલઃ આ નવ પ્રકારનાં સ્વપ્ન મનુષ્યોને હોય છે.

ઉપર કહેલાં નવ પ્રકારનાં સ્વપ્નમાંથી પ્રથમના છ પ્રકારનાં સ્વપ્ન શુભ અથવા અશુભ જે જોયેલ હોય તે સર્વ નિરર્થક છે, કાંઈ પણ ફળ આપતાં નથી અને છેલ્લા ત્રણ પ્રકારનાં સ્વપ્ન સત્ય છે—ફળ આપનારાં છે. ૧–૩.

### કોનું સ્વપ્ન સિદ્ધ થાય:—

धर्मरतः समधातुर्यः, स्थिरचित्तो जितेन्द्रियः सदयः ।
प्रायस्तस्य प्रार्थितमर्थं स्वप्नः प्रसाधयति ॥ ४ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ. १०४. (आत्मा. स.)*

જે મનુષ્ય ધર્મમાં રક્ત હોય, જેની સર્વ ધાતુ સમાન હોય, જેનું ચિત્ત સ્થિર હોય, જેણે ઇંદ્રિયોને વશ કરી હોય, અને જે દયાળુ હોય તેવા પુરુષને જે સ્વપ્ન આવે તો ઘણું કરીને તેનો ઇચ્છિત અર્થ સિદ્ધ થાય છે. ૪.

### કયું સ્વપ્ન સફળ ગણવું:—

पूर्वमनिष्टं दृष्ट्वा, स्वप्नं यः प्रेक्षते शुभं पश्चात् ।
स तु फलदस्तस्य भवेद् द्रष्टव्यं तद्वदिष्टेऽपि ॥ ५ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ. १०५. (आत्मा. स.)*

પહેલાં અનિષ્ટ સ્વપ્ન જોયા પછી જે શુભ સ્વપ્ન જોવામાં આવે તો તે પાછળનું શુભ સ્વપ્ન ફળદાયક થાય છે, તે જ પ્રમાણે પ્રથમ શુભ સ્વપ્ન જોયા પછી અશુભ સ્વપ્ન જોવામાં આવે તો પાછળના અશુભ સ્વપ્નનું ફળ મળે છે. ૫.

पूर्वं शुभोऽशुभः पश्चादशुभो वा ततः शुभः ।
पाश्चात्यः फलदो ज्ञेयः, पूर्वदृष्टो निरर्थकः ॥ ६ ॥

रत्नचूडकथा, श्लो० २८.

સ્વપ્ન પહેલાં શુભ આવ્યું હોય અને પછી અશુભ આવ્યું હોય, અથવા પહેલાં અશુભ આવ્યું હોય અને પછી શુભ આવ્યું હોય; તો પાછીનું સ્વપ્ન ફળ દેવાવાળું

જાણવું, પહેલાં દેખેલું સ્વપ્ન નિષ્ફળ સમજવું. ૬.

**સ્વપ્નમાળા નિરર્થકઃ—**

मालास्वप्नोऽह्नि दृष्टश्च, तथाऽऽधिव्याधिसम्भवः।
मलमूत्रादिपीडोत्थः, स्वप्नः सर्वो निरर्थकः ॥ ७ ॥

विवेकविलास. उल्लास १. श्लो० २१.

રાત્રિએ ઉપરાઉપર સ્વપ્નાં જોવામાં આવે, દિવસે સ્વપ્ન જોવામાં આવે, આધિ-વ્યાધિથી સ્વપ્ન આવે, તથા મળમૂત્રાદિકની પીડાથી જે સ્વપ્ન આવે, તે સર્વ સ્વપ્ન નિરર્થક-ફળરહિત છે. ૭.

**સ્વપ્ન ફળ સમયઃ—**

रात्रेश्चतुर्षु यामेषु, दृष्टः स्वप्नः फलप्रदः ।
मासैर्द्वादशभिः षड्भिस्त्रिभिरेकेन च क्रमात् ॥ ८ ॥

निशान्त्यघटिकायुग्मे, दशाहात् फलति ध्रुवम् ।
दृष्टः सूर्योदये स्वप्नः, सद्यः फलति निश्चितम् ॥ ९ ॥

विवेकविलास. उल्लास १, श्लो० १९, २०.

રાત્રિના પહેલા પહોરમાં જોયેલા સ્વપ્નનું ફળ બાર માસે મળે છે, બીજા પહોરમાં જોયેલા સ્વપ્નનું ફળ ૬ માસે મળે છે, ત્રીજા પહોરે જોયેલા સ્વપ્નનુ ફળ ત્રણ માસે મળે છે, ચોથા પહોરે જોયેલા સ્વપ્નનુ ફળ એક માસે મળે છે, રાત્રિની છેલ્લી બે ઘડીમાં જોયેલા સ્વપ્નનું ફળ દશ દિવસમાં મળે છે અને સૂર્યોદયને વખતે જોયેલા સ્વપ્નનું ફળ તત્કાળ મળે છે. ૮, ૯.

### સ્વ-પર સંબંધી સ્વપ્ન ફળ:—

दृष्टाः स्वप्ना ये स्वं प्रति, तेऽत्र शुभाशुभा नृणां स्वस्य ।
ये प्रत्यपरं तस्य, ज्ञेयास्ते स्वस्य नो किञ्चित् ॥ १० ॥

कल्पसूत्रसुबोधिका; व्याख्यान ४, पृ. २०५. (आत्मा. स.)*

માણસોને જે સ્વપ્નો પોતા પ્રત્યે જોવામાં આવ્યાં હોય તેનું શુભાશુભ ફળ પોતાને મળે છે, અને જે સ્વપ્નો બીજા પ્રત્યે જોયાં હોય તેનું ફળ તેને મળશે એમ જાણવું, પોતાને કાંઈ પણ ફળ મળશે નહીં. ૧૦.

### સ્વપ્ન પ્રમાણે ક્યારે વર્તવું:—

देवताः पितरो गावो नृपाः सल्लिङ्गिनः पुनः ।
कथयन्ति च यत् स्वप्ने, तत् तथैव समादिशेत् ॥११॥

रत्नचूडकथा, श्लो० ४६.

સ્વપ્નમાં દેવ, દેવગત થયેલ પિતૃઓ, ગાય, રાજા કે ઉત્તમ સાધુ જે પ્રમાણે જે કહે તે તેજ પ્રમાણે કરવું. ૧૧.

### શુભ સ્વપ્ન:—

आरोहो गोवृषे वृक्षशैलप्रासादहस्तिषु ।
रोदनागम्यगमने,स्वप्ने भृत्यश्च शस्यते ॥ १२ ॥

पार्श्वनाथचरित्र (गद्य); सर्ग ३, श्लो० ५८.

સ્વપ્નમાં જો માણસ બળદ, વૃક્ષ, પર્વત, મહેલ, કે હાથી ઉપર પોતાનો ચડેલા જુએ, અથવા રુદન, અગમ્ય સ્થાનમાં ગમન કે નોકર ચાકર આવે તે વખાણવા લાયક છે. ૧૨.

चटनं गोगजवृक्षशैलप्रासादवाजिषु ।
वर्चस्कलेपो रुदितं, मरणं च तथा शुभम् ॥ १३ ॥

रत्नचूडकथा, श्लो० २९.

સ્વપ્નમાં બળદ, હાથી, વૃક્ષ, પર્વત, મહેલ અને ઘોડા ઉપર ચડવું; વિષ્ટાનું વિલેપન, રુદન અને મરણઃ એ બધું શુભકર સમજવું. ૧૩.

कुक्कुटीं वडवां क्रौञ्चीं, यः पश्यति शुभाशयः ।
कन्योत्पत्तिर्भवेत्तस्य, प्रियां वा लभते पुमान् ॥ १४ ॥

रत्नचूडकथा, श्लो० ४४.

જે શુભ આશયવાળો પુરુષ કૂકડી, ઘોડી કે ક્રૌંચી નામક પંખીને સ્વપ્નમાં દેખે તેને ઘેર કન્યાનો જન્મ થાય; અથવા તે પુરુષ સ્ત્રીને મેળવે. ૧૪.

दधिलाभाद् धनोत्पत्तिर्घृतलाभाज्जयः पुनः ।
घृतादने ध्रुवं क्लेशो दधिभक्षणतो यशः ॥ १५ ॥

रत्नचूडकथा, श्लो० ४७.

સ્વપ્નમાં જો દહીંનો લાભ થાય તો ધન મળે, ઘીનો લાભ થાય તો જય મળે, ઘીનું ભક્ષણ કરે તો નિશ્ચયે ક્લેશ-કંકાસ થાય, અને દહીંનું ભક્ષણ કરે તો યશ મળે. ૧૫.

कन्यां छत्रं फलं पक्वं दीपमन्नं महाम्बुजम् ।
मन्त्रं वा लभते यो हि, तस्य चिन्तितसिद्धयः ॥ १५ ॥

रत्नचूडकथा, श्लो० ३३.

જે મનુષ્ય સ્વપ્નમાં કન્યા, છત્ર, પાકેલું ફળ, દીવો, અન્ન, મોતી ધ્વજ કે મંત્રને મેળવે, તેને પોતાના ચિંતિતની સિદ્ધિ થાય છે. ૧૬.

## શુભ સ્વપ્ને વિધિઃ—

इष्टं दृष्ट्वा स्वप्नं, न सुप्यते नाप्यते फलं तस्य ।
नेया निशाऽपि सुधिया, जिनराजस्तवनसंस्तवतः ॥१७॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ५, पृ० १०४ (आत्मा० स०)*

શુભ સ્વપ્ન જોયા પછી નિદ્રા લેવી નહીં. નિદ્રા લેવાથી તેનું ફળ મળતું નથી. તેથી બુદ્ધિમાન મનુષ્યે જિનેશ્વરની સ્તુતિ વગેરે કરીને બાકીની રાત્રિ નિર્ગમન કરવી. ૧૭.

न श्राव्यः कुस्वप्नो गुर्वादेस्त्वितरः पुनः श्राव्यः ।
योग्यश्राव्याभावे, गोरपि कर्णे प्रविश्य वदेत् ॥ १८ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ५, पृ० १०५. (आत्मा०स०)*

અશુભ સ્વપ્ન આવે તો તે ગુરુ વગેરેને સંભળાવવું નહીં, અને શુભ સ્વપ્ન આવે તો તે ગુરુ વગેરે ઉત્તમ જનને સંભળાવવું. લાયક-યોગ્ય પુરુષ ન મળે તો છેવટ ગાયના કાનમાં પ્રવેશ કરીને કહેવું. ૧૮.

## અશુભ સ્વમઃ—

अपहारो हयवारणयानासनमदननिवसनादीनाम् ।
नृपशङ्काशोककरो बन्धुनिरोधार्थहानिकरः ॥ १९ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४. पृ० १०५ (आत्मा०स०)*

જો સ્વપ્નમાં અશ્વ, હાથી, આસન, ઘર અને વસ્ત્ર વગેરેનું હરણ થયેલું જુએ, તો તે સ્વપ્ન રાજાથકી શંકાને પ્રાપ્ત કરનાર થાય છે, શેક કરનાર થાય છે, બધુની સાથે વિરોધ કરનાર તથા ધનની હાનિ કરનાર થાય છે. ૧૯.

हसने शोचनमचिरात्, प्रवर्तते नर्तनेऽपि वधबन्धाः ।
पठने कलहश्च नृणामेतत्प्राज्ञेन विज्ञेयम् ॥ २० ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १०५ (आत्मा०स०)*

સ્વપ્નમાં જે માણસ હસે તેને થોડા વખતમાં શેક પ્રાપ્ત થાય છે, નૃત્ય કરે તો વધબધ થાય છે અને ભણે તો કલહ–કજિયો થાય છે, એમ પંડિત પુરુષે જાણવું. ૨૦.

स्नेहाभ्यङ्गाद् भवेद् रोगः, शृङ्गिणो दंष्ट्रिणस्तथा ।
अभिद्रवन्ति यं स्वप्ने, तस्य राजकुलाद् भयम् ॥ २१ ॥

रत्नचूडकथा, श्लो० २१.

જો સ્વપ્નમાં તેલથી મર્દન કરે તો રોગ થાય, તથા જેને સ્વપ્નમાં ગાય ભેંસ વગેરે શીંગડાવાળા પશુઓ અથવા સિંહ, કૂતરો, સર્પ, વગેરે દાઢથી કરડવાવાળા પ્રાણીઓ ઉપદ્રવ કરે તેને રાજકુલથકી ભય થાય. ૨૧.

### અશુભ સ્વપ્ને વિધિઃ—

दुःस्वप्ने देवगुरून्, पूजयति करोति शक्तितश्च तपः ।
सततं धर्मरतानां, दुःस्वप्नो भवति सुस्वप्नः ॥ २२ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ. १०५. (आत्मा० स०)*

જો અશુભ સ્વપ્ન આવે તો દેવગુરુની પૂજા કરવી અને

શક્તિપ્રમાણે તપ કરવો.(કેમકે) નિરંતર ધર્મોમાં તત્પર રહેનારા પુરુષોને અશુભ સ્વપ્ન પણ શુભ સ્વપ્ન થાય છે. ૨૨.

स्वप्नमनिष्टं दृष्ट्वा, सुप्यात् पुनरपि निशामवाप्यापि ।
नैतत्कथ्यं कथमपि, केषाञ्चित् फलति न स यस्मात् ॥ २३ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १०४. (आत्मा० स०)*

અશુભ સ્વપ્ન જોયા પછી જો રાત્રિ હોય તો અવશ્ય ફરીથી સૂઈ જવુ-નિદ્રા લેવી, અને તે સ્વપ્ન કોઈ પણ પ્રકારે કોઈને કહેવું નહી, કેમકે નહી કહેવાથી તેનુ ફળ મળતુ નથી. ૨૩.

શુભ અશુભ કાળા અને ધોળા પદાર્થો:—

कृष्णं कृत्स्नमशस्तं, मुक्त्वा गोवाजिराजगजदेवान् ।
सकलं शुक्लं च शुभं, त्यक्त्वा कर्पासलवणादीन् ॥ २४ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १०५. (आत्मा० स०)*

સ્વપ્નને વિષે ગાય, અશ્વ, રાજા, હાથી અને દેવ સિવાયના સર્વ કાળા પદાર્થો અશુભ છે, અને કપાસ તથા લવણ વગેરે સિવાયના સર્વ ધોળા પદાર્થો શુભ છે. ૨૪.

कर्पासभस्मतक्रास्थिवर्जं सर्वं सितं शुभम् ।
गोवाजिगजदेवर्षिवर्जं कृष्णं तु निन्दितम् ॥ २५ ॥

रत्नचूडकथा, श्लो० ५१.

સ્વપ્નમાં કપાસ, રાખ, છાશ અને હાડકા સિવાયની કોઇ પણ સફેદ વસ્તુ દેખી હોય તો તે શુભકર સમજવી અને ગાય, ઘોડો, હાથી, દેવ કે સાધુ સિવાયની કોઈ પણ કાળી વસ્તુ દેખી હોય તો તે અશુભકર સમજવી. ૨૫.

ધનપ્રાપ્તિસૂચક સ્વપ્ન:—

शुभ्रेण दक्षिणस्यां, यः फणिना दश्यते निजभुजायाम् ।
आसादयति सहस्रं, कनकस्य स पञ्चरात्रेण॥ २६ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १०५. (आत्मा० स०)*

સ્વપ્નમાં જે માણુસ પોતાની જમણી ભુજામાં સર્પવડે ડસાય, તે માણુસ પાંચ દિવસમાં એક હજાર સોનામહોર પ્રાપ્ત કરે છે. ૨૬.

कमलाकररत्नाकरजलसम्पूर्णापगाः सुहृन्मरणम् ।
यः पश्यति लभतेऽसावनिमित्तं वित्तमतिविपुलम् ॥२७॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १०५. (आत्मा०स०)*

જે માણુસ સ્વપ્નમાં સરોવર, સમુદ્ર, જળભરેલી નદી કે મિત્રનું મરણુ જુએ, તે માણુસ નિમિત્ત વિના-અકસ્માત્ અત્યંત ધનને પામે છે. ૨૭.

वस्त्रान्नफलताम्बूलपुष्पदीपदधिध्वजाः ।
सद्रत्नचामरछत्रमन्त्रा लब्धा धनप्रदाः ॥ २८ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग २, श्लो० ५९.

( સ્વપ્નમાં ) વસ્ત્ર, અન્ન, ફળ, તાંબૂલ, ફૂલ, દીવો, દહીં, ધ્વજ, સુંદર રત્ન, ચામર, છત્ર કે મંત્ર મેળવે તે ધન મળવાની નિશાની છે. ૨૮.

देवस्य प्रतिमाया यात्रास्नानोपहारपूजादीन् ।
यो विदधाति स्वप्ने, तस्य भवेत् सर्वतो वृद्धिः ॥ २९ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १०५. (आत्मा०स०)*

જે માણસ સ્વપ્નમાં દેવની પ્રતિમાની યાત્રા, સ્નાત્ર, નૈવેદ્ય અને પૂજા વગેરેને કરે છે તેને સર્વ પ્રકારની વૃદ્ધિ થાય છે. ૨૯.

श्वेतवस्त्रधरां नारीं, श्वेतमालादिभूषिताम् ।
अवगूहति यः स्वप्ने, तस्य लक्ष्मीः प्रजायते ॥ ३० ॥

रत्नचूडकथा, श्लो० ४२.

જે પુરુષ સ્વપ્નમાં સફેદ વસ્ત્ર પહેરેલી અને સફેદ માળા વગેરેથી અલંકૃત થયેલી સ્ત્રીનું આલિંગન કરે તેને લક્ષ્મી મળે છે. ૩૦.

ताम्बूलं मौक्तिकं शङ्खं, वस्त्रं दधि च चन्दनम् ।
कुन्दं बकुलजाती च, पद्मं धनविवृद्धये ॥ ३१ ॥

रत्नचूडकथा, श्लो० ३१.

જો સ્વપ્નમાં તાંબૂલ, મોતી, શંખ, વસ્ત્ર, દહીં, ચંદન, મોગરો, બકુલ નામનું વૃક્ષ, જાઈ નામનું પુષ્પ અને કમળ દેખે તો તે સ્વપ્ન લક્ષ્મીની વૃદ્ધિ માટે સમજવું. ૩૧.

आसनं शयनं गेहं, देहं वा ज्वलदग्निकम् ।
दृष्ट्वा जागर्ति तस्य स्याल्लक्ष्मीः सर्वत्र सम्मता ॥३२॥

रत्नचूडकथा, श्लो० ५०.

જે માણસ આસન, શય્યા, ઘર કે શરીરને બળતી અગ્નિવાળું દેખીને જાગે; તેને બધે ય સન્માન આપનારી એવી લક્ષ્મી થાય ૩૨

ધનનાશસૂચક સ્વપ્ન:—

मुत्रं या कुरुते स्वप्ने, पुरीषं चापि लोहितम् ।
प्रतिबुध्येत यः सोऽर्थनाशं प्राप्नोति निश्चितम् ॥ ३३ ॥

उत्तराध्ययनसूत्र टीका (भावविजय), पृ० २०० *

જે માણુસ સ્વપ્નમાં રાતો પેશાબ કે ઝાડો કરે અને તરત જાગી જાય તો તે નિશ્ચે અર્થના નાશને પામે છે. ૩૩.

पतन्ति दशना यस्य, विशीर्यन्तेऽथवा मुखे ।
वित्तक्षयो देहजा च, पीडा तस्य विनिर्दिशेत् ॥ ३४ ॥

रत्नचूडकथा, श्लो० ३६.

સ્વપ્નમાં જેને મુખમાં દાંત પડી જાય, અથવા વિખરાઇ જાય; તેને લક્ષ્મીનો વિનાશ અને શારીરિક વ્યાધિ થાય. ૩૪.

પત્નીમરણુસૂચક સ્વપ્ન:—

जायते यस्य हरणं, निजशयनोपानहां पुनः स्वप्ने ।
तस्य म्रियते दयिता, निविडा स्वशरीरपीडा च ॥३५॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १०५. (आत्मा० स०)*

જેને સ્વપ્નમાં પોતાનાં શયન કે જોડાનું હરણુ થાય, તેની સ્ત્રી મરણુ પામે છે, અને પોતાના શરીરને વિષે ગાઢ પીડા થાય છે. ૩૫.

निजभार्याया हरणे, वसुनाशः परिभवे च सङ्क्लेशः ।
गोत्रस्त्रीणां तु नृणां, जायेते बन्धुवधबन्धौ ॥ ३६ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १०५. (आत्मा० स०)*

જો સ્વપ્નમાં પોતાની સ્ત્રીનું હરણ દેખાય તો પોતાના ધનનો નાશ થાય; અને પોતાનો પરાભવ દેખાય તો પોતાને ક્લેશ થાય. પરંતુ જો ગોત્રની સ્ત્રીનું હરણ કે ગોત્રના મનુષ્યો નો પરાભવ થયો દેખે તો તે ગોત્રબંધુનો વધ અને બંધ થાય છે. ૩૬.

तलपद्वारार्गलाभङ्गे, भार्यामरणमादिशेत् ।
छेदेऽङ्गस्य पुनर्दृष्टे, पितृमातृसुतक्षयः ॥ ३७ ॥

रत्नचूडकथा, श्लो० ३७.

સ્વપ્નમાં પલંગ અથવા દરવાજાનો આગળિયો-ભોગળ-ભાંગેલો દેખે તો પોતાની સ્ત્રીનું મરણ થવાનું સમજવું; અને શરીરનો છેદ દેખે તો માતા, પિતા અને દીકરાનો ક્ષય સમજવો. ૩૭.

રાજ્યસૂચક સ્વપ્નઃ—

आरूढः शुभ्रमिभं, नदीतटे शालिभोजनं कुरुते ।
भुङ्क्ते भूमिमखिलां, स जातिहीनोऽपि धर्मधनः ॥ ३८ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १०५ (आत्मा० स०)*

જે પુરુષ શ્વેત હાથી પર થઇ નદીને કાંઠે શાલિ (ચોખા)નું ભોજન કરે તે ધર્મરૂપી ધનવાળો પુરુષ જાતિહીન હોય તો પણ સમગ્ર ભૂમિનો ભોક્તા-રાજા થાય છે. ૩૮.

यः सूर्यचन्द्रमसोर्बिम्बं ग्रसते समग्रमपि पुरुषः ।
कलयति दीनोऽपि महीं, ससुवर्णां सार्णवां नियता(त)म् ॥३९॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १०५ ( आत्मा० स० )*

જે પુરુષ સ્વપ્નમાં સૂર્ય કે ચંદ્રના સંપૂર્ણ બિંબને ગળી જાય, તે પુરુષ ગરીબ હોય તોપણ અવશ્ય સુવર્ણ સહિત સમુદ્ર પર્યંત પૃથ્વીનો ભોકતા થાય છે. ૩૯.

यो मानुषस्य मस्तकचरणभुजानां च भक्षणं कुरुते ।
राज्यं कनकसहस्रं, तदर्धमाप्नोत्यसौ क्रमशः ॥ ४० ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १०५. (आत्मा० स०)*

જે મનુષ્ય સ્વપ્નમાં મનુષ્યના મસ્તકનું, ચરણનું કે ભુજાનું ભક્ષણ કરે, તે મનુષ્ય અનુક્રમે રાજ્યને, હજાર સોનામહોરને અને પાંચ સો સોનામહોરને પામે છે.(મસ્તકનું ભક્ષણ કરનાર રાજ્યને, ચરણનું ભક્ષણ કરનાર હજાર સોનામહોરને અને ભુજાનું ભક્ષણ કરનાર પાંચ સો સોનામહોરને પામે છે.)૪૦.

स्वप्ने-मानवमृगपतितुरङ्गमातङ्गवृषभसिंहीभिः ।
युक्तं रथमारूढो यो गच्छति भूपतिः स भवेत् ॥ ४१ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १०५. (आत्मा० स०)*

સ્વપ્નમાં જે મનુષ્ય, સિંહ, અશ્વ, હાથી, બળદ કે સિંહણ જોડેલા રથમાં બેસીને જાય છે તે રાજા થાય છે. ૪૧.

प्रासादोपरि यो भुङ्क्ते, पद्मपत्रे सरस्सु वा ।
सिन्धुं तरति बाहुभ्यां, सोऽपि राजा भविष्यति ॥४२॥

रत्नचूडकथा, श्लो० ३२.

જે મનુષ્ય સ્વપ્નમાં મહેલ ઉપર, કમળના પાંદડામાં અથવા સરોવરને કાંઠે ભોજન કરે, અથવા પોતાની બન્ને

-ભુજાવડે સમુદ્ર તરે તે રાજા થવાનો એમ જાણવું. ૪૨.

**મરણસૂચક સ્વપ્ન:—**

स्वप्ने हृदयसरस्यां, यस्य प्रादुर्भवन्ति पद्मानि ।
कुष्ठविनष्टशरीरो यमसमर्ति याति स त्वरितम् ॥ ४३ ।

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १०५. (आत्मा० स०) *

સ્વપ્નમાં જેના હૃદયરૂપી સરોવરમાં કમળ પ્રગટ થાય છે, તેનું શરીર કોઢના વ્યાધિથી વ્યાપ્ત થઈ તત્કાળ તે યમરાજને ઘેર જાય છે—મરણ પામે છે. ૪૩.

हरणं प्रहरणभूषणमणिमौक्तिककनकरूप्यकुप्यानाम् ।
धनमानम्लानिकरं, दारुणमरण(णा)वहं बहुशः ॥ ४४ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १०५. (आत्मा. स.)*

જે સ્વપ્નમાં શસ્ત્ર, ભૂષણ, મણિ, મોતી, સુવર્ણ, રૂપું અને બીજી તાંબા પીત્તળ વગેરે ધાતુનું હરણ જોવામાં આવે તો તે ઘણે પ્રકારે ધન અને માનની હાનિ કરે છે, તથા ભયકર રીતે મરણ નીપજાવે છે ૪૪.

अतितप्तं पानीयं, सगोमयं गड्डलमौषधेन युक्त(व)म् ।
यः पिबति सोऽपि नियतं, म्रियतेऽतीसाररोगेण ॥४५॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १०५. (आत्मा० स०) *

જે માણસ સ્વપ્નમાં છાણ સહિત ગરમ પાણી પીએ છે અથવા ઔષધ સહિત ગડુલને જે પીએ છે, તે માણસ અવશ્ય અતિસારના વ્યાધિથી મરણ પામે છે. ૪૫.

उष्ट्रीमहिषीभ्यां योऽप्राच्यां स्वं नीयमानकम् ।
पश्येत् तस्य भवेद् व्याधिः, खरोष्ट्राभ्यां पुनर्मृतिः॥४६॥

रत्नचूडकथा, श्लो० ३८.

જે મનુષ્ય સ્વપ્નમાં ઉંટડી કે ભેંસવડે પોતાને પશ્ચિમ દિશામાં લઇ જવાતો-વહન કરાતો દેખે તેને વ્યાધિ થાય, અને ગધેડા યા ઉંટથી તેનું મરણ થાય. ૪૬.

સ્રીહત્યાસૂચક સ્વપ્નઃ—

पीतवस्त्रधरां नारीं, पीतगन्धविलेपिताम् ।
अवगूहति यः स्वप्ने, हत्या लगति तस्य वै ॥ ४७ ॥

रत्नचूडकथा, श्लो० ४०.

જે પુરુષ સ્વપ્નમાં પીળાં વસ્ત્ર પહેરેલી અને પીળા રંગના સુગંધી પદાર્થના વિલેપનવાળી સ્રીને આલિંગન કરે તેને સ્રીહત્યા લાગવાની એમ સમજવુ. ૪૭

રોગનાશસૂચક સ્વપ્નઃ—

व्याधिमान् यदि पश्येच्च, मण्डलं सूर्यचन्द्रयोः ।
रोगशान्तिर्भवेत्तस्य, नीरोगी श्रीपतिः पुनः ॥ ४८ ॥

रत्नचूडकथा, श्लो० ४५.

વ્યાધિવાળો માણસ જો સ્વપ્નમા સૂર્ય અને ચન્દ્રનું મંડલ દેખે, તો તેના રોગની શાંતિ થાય અને તે નિરોગી થઇ ધનવાન બને. ૪૮.

કુટુંબવૃદ્ધિસૂચક સ્વપ્નઃ—

स्वप्ने पश्यति यः स्वर्णं, नृपतिं दन्तिनं हयम् ।
वृषं धेनुं च तस्य स्यात्, कुटुम्बे वृद्धिरुत्तमा ॥ ४९ ॥

रत्नचूडकथा, श्लो० ३०

જે મનુષ્ય સ્વપ્નમાં સોનું, રાજા, હાથી, ઘોડો, બળદ કે ગાયને દેખે તેના કુટુંબમા ઉત્તમ વૃદ્ધિ થાય. ૪૯.

મુસાફરીસૂચક સ્વપ્નઃ—

नावं चटति यः स्वप्ने, चाभग्नायां समुत्तरेत् ।
प्रवासो जायते तस्याऽऽगमनं सधनं पुनः ॥ ५० ॥

रत्नचूडकथा, श्लो० ३५

જે મનુષ્ય સ્વપ્નમાં વહાણ કે સ્ટીમર ઉપર ચડે. અને વહાણ ભાંગ્યા વગર સમુદ્ર ઉતરી જાય, તેને મુસાફરી કરવી પડે અને ધનસહિત તેનુ આગમન થાય. ૫૦.

उपानहं पादुकां च, कृपाणं निर्मलं तथा ।
स्वप्ने पश्यति यः कश्चित्, तस्य ग्रामान्तरं भवेत् ॥५१॥

रत्नचूडकथा, श्लो० ३४.

જે કોઈ મનુષ્ય સ્વપ્નમાં પગરખાં, ચાખડી કે તેજસ્વી તરવાર દેખે, તેને ગામતરું થાય. ૫૧.

યશસૂચક સ્વપ્નઃ—

आज्यं प्राज्यं स्वप्ने, यो विन्दति वीक्षते यशस्तस्य ।
तस्याभ्यवहरणं वा, क्षीरान्नेनैव सह शस्तम् ॥ ५२ ॥

कल्पसूत्रसुबोधिका, व्याख्यान ४, पृ० १०५. (आत्मा० स०) *

જે મનુષ્ય સ્વપ્નમા ઘણુ ઘી પામે અને દેખે તેને યશ પ્રાપ્ત થાય છે, અને જો ખીરની સાથે તે ઘીનુ ભોજન કર્યું હોય તો તે ઘણુ વખાણવા લાયક છે-મોટા ફળને આપનારું થાય છે ૫૨

अलङ्कृतानां द्रव्याणां, वाजिवारणयोस्तथा ।
वृषभस्य च शुक्लस्य, दर्शने प्राप्नुयाद्यशः ॥ ५३ ॥

उत्तराध्ययनसूत्र टीका ( भावविजय ), पृ० २०० *

શણગારેલા ઘટાદિક પદાર્થો, અશ્વ, હાથી, અને શ્વેત બળદ આ વસ્તુઓ જો સ્વપ્નમા દેખાય તો તેથી યશ પ્રાપ્ત થાય છે ૫૩

જયસૂચક સ્વપ્નઃ—

क्षीरसुरारक्तपेयी, प्राप्नोति धनसञ्चयम् ।
सपूजदेवदर्शी च, जयवान् भवति ध्रुवम् ॥ ५४ ॥

रत्नचूडकथा, श्लो० ४८

જે માણસ સ્વપ્નમા દૂધ, મદિરા કે રુધિરનુ પાન કરે તે પુષ્કળ ધન પામે, અને પૂજાસહિત દેવનુ દર્શન કરે તો નિશ્ચયે જયવાળો થાય ૫૪

श्वेतसर्पस्य दशनमन्यस्यापि च दर्शनम् ।
जलौकावृश्चिकयोश्च, विजयार्थप्रदं नृणाम् ॥ ५५ ॥

रत्नचूडकथा, श्लो० ४३

સ્વપ્નમા સફેદ સર્પનુ ડસવુ દેખે, અથવા સફેદ યા બીજા રંગના સર્પનુ, જળોનુ યા વીછીનુ દર્શન થાય, તો તે મનુષ્યોને વિજય તથા લક્ષ્મી દેનાર થાય ૫૫

## नीति शास्त्र ( १०९ )

**नीति મહિમા:—**

नीतिः सम्पदि भूषणं विपदि वा दैवाद्विहन्तुं पुन-
दैवं सिद्धमहोद्यमा कृतधियां मन्देव सन्तोपकृत् ।
क्ष्मभृत्सद्मविहारकौतुकजुषो धात्री वयस्या श्रियो
धर्मस्यागमपद्धती रसवतां सन्मार्गदीपावलिः ॥ १ ॥

काव्यमाला, गुच्छ १२, जैननीतिशतक, श्लो० ४.

नीति એ મનુષ્યોને સંપદાને વિષે ભૂષણ સમાન છે, દૈવયોગથી વિપત્તિ આવી હોય તો તે વિપત્તિને હણવામાં સિદ્ધ-સફળ થાય તેવા મોટા ઉદ્યમવાળી છે (એટલે કે વિપત્તિ હણવા માટે જે ઉદ્યમ કર્યો હોય તે સિદ્ધ જ થાય છે), પંડિતોને મંદા-સંક્રાંતિની જેમ સંતોષ કરનાર છે, રાજમહેલના વિહાર અને કૌતુકને-સુખને સેવનારા મનુષ્યને ધાત્રી-ઉત્પન્ન કરનારી માતા સમાન છે, લક્ષ્મીની બહેનપણી છે, ધર્મને આવવાના માર્ગ સમાન છે અને રસવાળાના સન્માર્ગની દીવાળીરૂપ છે. ૧.

नीतिर्नाम सदञ्जनं क्षितिभुजां सूक्ष्मार्थसन्दर्शकं,
सिद्धः कोऽपि रसोऽपरो जनमनःसर्वायसां रञ्जकः ।
वागीशेन्द्रियमत्तवारणघटेशापल्यमंरोधिका,
लक्ष्मीरक्षणयामिकः खलमनोदुष्टाहिवन्धौषधिः ॥ २ ॥

काव्यमाला, गुच्छ १३, जैननीतिशतक, श्लो० २.

નીતિ એ રાજાઓને સૂક્ષ્મ પદાર્થને દેખાડનારું ઉત્તમ અંજન છે, મનુષ્યોના મનરૂપી સર્વ લોઢાને રંજન કરનાર-સુવર્ણરૂપ કરનાર કોઈક બીજો નવીન સિદ્ધરસ છે, ઇંદ્રિયોરૂપી મદોન્મત્ત ગજેંદ્રની ચપળતાને રોકનાર વારી-બાંધવાના દોરડા સમાન છે, લક્ષ્મીનું રક્ષણ કરવામાં પહેરેગીર છે, તથા ખળ પુરુષના મનરૂપી દુષ્ટ સર્પને બાંધવાની ઔષધિરૂપ છે. ૨.

कीर्तिश्रीव्यवहारसाधनतया पुंसां प्रधानं नयः,
सन्देहार्णवमज्जदीश्वरमनःसन्तारणे सत्तरिः ।
मन्त्रस्थानमुदारताब्जतरणिः कामारिदर्पापहा,
चेतःसद्मनि सज्जनस्य रमते नानाविनोदास्पदम् ॥ ३ ॥

काव्यमाला, गुच्छ १३, जैननीतिशतक, श्लो० ५.

નય-નીતિ એ પુરુષોની કીર્તિ, લક્ષ્મી અને વ્યવહારનું સાધન હોવાથી મુખ્ય-ઉત્તમ છે, શંકારૂપી સમુદ્રમાં ડૂબતા સ્વામીઓના મનને તારવામાં ઉત્તમ વહાણ સમાન છે, વિચાર કરવાના સારા સ્થાનરૂપ છે, ઉદારતારૂપી કમળને વિકસ્વર કરવામાં સૂર્યસમાન છે, કામદેવરૂપી શત્રુના ગર્વને હણનાર છે, તથા સજ્જનના ચિત્તરૂપી ઘરમાં વિવિધ પ્રકારના વિનોદના સ્થાનરૂપ તે નય ક્રીડા કરે છે. ૩.

भूपैर्भूपसुतैः प्रधानपुरुषैरन्यैश्च सेवापरैः,
सेव्यं नीतिविवेचनं तत इतो न स्यात् प्रमादः क्वचित् ।
हन्तुं वैरिणि सोद्यमे नयविधिः कुण्ठं करोत्यायुधं,
शस्त्रेणापि विना करे नयविदां बुद्धिर्भवेदायुधम् ॥ ४ ॥

काव्यमाला, गुच्छ १३, जैननीतिशतक, श्लो० ७.

રાજાઓએ, રાજકુમારોએ, પ્રધાન પુરુષોએ અને બીજા પણ સેવા-નોકરી કરનારા પુરુષોએ નીતિનું વિવેચન સેવવા લાયક છે, કેમકે તેના સેવનથી કોઇ પણ વખત પ્રમાદ થતો નથી. શત્રુ હણવાને ઉદ્યમી થયો હોય તે વખતે તે શત્રુના આયુધને નીતિ જ કુંઠિત કરે છે, તથા નીતિ જાણનારાના હાથમાં તેની બુદ્ધિ જ શસ્ત્ર વિનાના આયુધરૂપ થાય છે. ૪.

## નીતિ શિખવાનાં સાધનોઃ—

परिणतजनसेवा सङ्गतिः सज्जनानां,
कविगुरुमनुशास्त्रावेक्षणं सभ्यगोष्ठी ।
नृपसदसि नितान्तासक्तिरध्यात्मचिन्ता,
गुरुनगरनिवासः कारणं नीतिवित्तेः ॥ ५ ॥

जैननीतिशतक, (काव्यमाला, गुच्छ १३), શ્લો૦ ૮.

વૃદ્ધ જનોની સેવા કરવી, સજ્જનોનો સંગ કરવો, શુક્રાચાર્ય, બૃહસ્પતિ અને મનુનાં રચેલાં શાસ્ત્રો વાંચવાં, સભ્ય જનો સાથે ગોષ્ઠી-વાતચીત કરવી, રાજસભામાં જવાની અત્યંત આસક્તિ-પ્રીતિ રાખવી, આત્મતત્ત્વની ચિંતા કરવી-વિચાર કરવો, તથા ગુરુરૂપી નગરમાં અથવા મોટા શહેરમાં નિવાસ કરવોઃ આ સર્વે નીતિનું જ્ઞાન મેળવવાનાં કારણો છે. (આ સર્વ કરવાથી નીતિજ્ઞાન પ્રાપ્ત થાય છે.) ૫

## ચતુરાઇનાં કારણોઃ—

देशाटनं पण्डितमित्रता च, पणाङ्गना राजसभाप्रवेशः ।
अनेकशास्त्रार्थविलोकनं च, चातुर्यमूलानि भवन्ति पञ्च ॥६॥

उपदेशतरङ्गिणी, पृ० १६७. (य० वि० ग्रं०)*

પરદેશમાં અટન કરવું, પંડિતોની સાથે મિત્રાઈ કરવી, વેશ્યાની સાથે પ્રસંગ કરવો, રાજાની સભાઓમાં જવું, અને અનેક શાસ્ત્રોના અર્થનું અવલોકન કરવું–જાણવું: આ પાંચ ચતુરાઈનાં કારણ છે. ૬.

કોણ શાથી નાશ પામેઃ—

असन्तुष्टा द्विजा नष्टाः, सन्तुष्टाश्च महीभुजः ।
सलज्जा गणिका नष्टा, निर्लज्जाश्च कुलाङ्गनाः ॥ ७ ॥

वृद्धचाणक्यनीति, अध्याय ८, श्लो० १७.

જો બ્રાહ્મણ અસંતોષી હોય તો તે નાશ પામે છે, અને રાજાઓ સંતોષી હોય તો તે નાશ પામે છે, ગણિકા લજ્જાવાળી હોય તો તે નાશ પામે છે અને ઊંચ કુળની સ્ત્રીઓ લજ્જારહિત હોય તો તે નાશ પામે છે. ૭.

ऋणं व्रणं कलिर्वह्निर्लोभो रोगो मनस्तथा ।
एतानि वर्धमानानि, प्राणनाशं नयन्त्यहो ॥ ८ ॥

पुण्यधनकथा, पृ० १८*

દેણું, વ્રણ, કજિયો, અગ્નિ, લોભ, રોગ અને મન; આ સર્વે વૃદ્ધિ પામે તો છેવટ પ્રાણનો નાશ કરે છે. ૮.

શું શાથી નાશ પામેઃ—

उद्योगे नास्ति दारिद्र्यं, जपतो नास्ति पातकम् ।
मौने तु कलहो नास्ति, नास्ति जागरतो भयम् ॥ ९ ॥

वृद्धचाणक्यनीति, अध्याय ३, श्लो० ११.

ઉદ્યોગને વિષે દરિદ્રપણું નથી (ઉદ્યોગ કરવાથી અવશ્ય ધનપ્રાપ્તિ થાય છે), જાપ કરવાથી પાપ લાગતું નથી, મૌન ધારણ કરવાથી કજિયો થતો નથી અને જાગતા માણસને ભય હોતો નથી. ૯.

दारिद्र्यनाशनं दानं, शीलं दुर्गतिनाशनम् ।
अज्ञाननाशिनी प्रज्ञा, भावना भय(व)नाशिनी ॥ १० ॥

वृद्धचाणक्यनीति, अ० ५, श्लो० ११.

દાન દેવાથી દારિદ્રયનો (પરભવમાં) નાશ થાય છે, શીલ પાળવાથી દુર્ગતિનો નાશ થાય છે, બુદ્ધિ અજ્ઞાનનો નાશ કરે છે, અને ભાવના ભયનો (ભવનો) નાશ કરે છે. ૧૦.

## કોણ શાથી પ્રસન્ન થાયઃ—

तुष्यन्ति भोजनैर्विप्रा मयूरा घनगर्जितैः ।
साधवः परकल्याणैः, खलाः परविपत्तिभिः ॥ ११ ॥

बृहदाह्निक, पूर्वभाग, श्लो० ७७

બ્રાહ્મણો ભોજનવડે પ્રસન્ન થાય છે, મોર મેઘની ગર્જનાથી પ્રસન્ન થાય છે, સાધુઓ બીજાના કલ્યાણથી પ્રસન્ન થાય છે અને ખળ પુરુષો બીજાની વિપત્તિથી પ્રસન્ન થાય છે ૧૧.

## વિનાશ અટકાવવાનાં સાધનોઃ—

कुलीनैः सह सम्पर्क, पण्डितैः सह मित्रताम् ।
ज्ञातिभिश्च समं मेलं, कुर्वाणो न विनश्यति ॥ १२ ॥

જે માણસ કુલીનની સાથે સબંધ કરતો હોય, પંડિતો

સાથે મિત્રાઇ કરતો હોય અને જ્ઞાતિની સાથે મેળાપ-સંપ રાખતો હોય, તે માણસ કદી નાશ પામતો નથી. ૧૨.

**કોણ શાથી જોવેઃ—**

गावो गन्धेन पश्यन्ति, वेदैः पश्यन्ति ब्राह्मणाः ।
चारैः पश्यन्ति राजानश्चक्षुर्भ्यामितरे जनाः ॥ १३ ॥

बृहस्पतिस्मृति, श्लो० ३६.

ગાયો ગંધથી જુએ-જાણે છે, બ્રાહ્મણો વેદવડે જુએ-જાણે છે, રાજાઓ ચરપુરુષોવડે જુએ-જાણે છે, અને તે સિવાયના બીજા સર્વે જનો નેત્રથી જુએ-જાણે છે. ૧૩.

**પ્રાણપોષક પદાર્થોઃ—**

सद्यौषधं नवान्नं च, बाला स्त्री क्षीरभोजनम् ।
घृतमुष्णोदकं चैव, सद्यः प्राणकराणि षट् ॥ १४ ॥

ઉત્તમ ઔષધ, નવું ધાન્ય, બાલ્યાવસ્થાવાળી સ્ત્રી, દૂધનું ભોજન, ઘી અને ઉનું જળઃ આ છ પદાર્થો તત્કાળ પ્રાણ આપનારા છે. ( એટલે કે શરીરની તાત્કાલિક પુષ્ટિ કરનારા છે.) ૧૪.

**કોણ સ્થાનને છોડે અને ન છોડેઃ—**

त्रयः स्थानं न मुञ्चन्ति, काकाः कापुरुषा मृगाः ।
अपमाने त्रयो यान्ति, सिंहाः सत्पुरुषा गजाः ॥ १५ ॥

जैनपञ्चतन्त्र, श्लो० १६०.

કાગડા, ખરાબ પુરુષ અને મૃગ એ ત્રણે અપમાન થયા છતાં પણ પોતાના સ્થાનને છોડતાં નથી; તથા સિંહ, સત્પુરુષ

અને હાથી એ ત્રણ અપમાન થાય તો પોતાનું સ્થાન છોડીને જતા રહે છે. ૧૫.

સ્થાનભ્રષ્ટ થયે કોણ શોભેઃ—

पूगीफलानि पत्राणि, राजहंसास्तुरङ्गमाः ।
स्थानभ्रष्टास्तु शोभन्ते, सिंहाः सत्पुरुषा गजाः ॥ १६ ॥

સોપારી, પાંદડાં, રાજહંસ, અશ્વો, સિંહો, સત્પુરુષો અને હાથીઓઃ આ સર્વે પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયાં હોય તોપણ શોભે છે. ૧૬.

સ્થાનભ્રષ્ટ થયે કોણ ન શોભેઃ—

राजा कुलवधूर्विप्रा नियोगिमन्त्रिणस्तथा ।
स्थानभ्रष्टा न शोभन्ते, दन्ताः केशा नखा नराः ॥१७॥

રાજા, ઉંચ કુળની સ્ત્રી, બ્રાહ્મણ, રાજાનો અધિકારી, મંત્રી, દાંત, કેશ, નખ અને પુરુષઃ આ સર્વે સ્થાનથી ભ્રષ્ટ થયાં હોય તો તે શોભતાં નથી. ૧૭.

કોને સૂતા ન જગાડવાઃ—

अहिं नृपं च शार्दूलं, किटिं(रिं) च बालकं तथा ।
परश्वानं च मूर्खं च, सप्त सुप्तान्न बोधयेत् ॥ १८ ॥

वृद्धचाणक्यनीति, अध्याय ९, श्लो० ७.

સર્પ, રાજા, સિંહ, કીડી ( કિરિ-ભુંડ ), બાળક, બીજાનો કૂતરો અને મૂર્ખઃ આ સાત જો સૂતાં હોય તો તેમને જગાડવાં નહીં. ૧૮.

શીઘ્ર કરવાનાં કામોઃ—

धर्मारम्भे ऋणच्छेदे, कन्यादाने धनागमे ।
शत्रुघातेऽग्निरोगे च, कालक्षेपं न कारयेत् ॥ १९ ॥

श्राद्धप्रतिक्रमणवृत्ति, पृ० ८१ ( दे० ला० ).

ધર્મના આરંભમાં, કરજના નાશ કરવામાં, કન્યાદાનમાં, ધનની પ્રાપ્તિમાં, શત્રુના ઘાતમાં તથા અગ્નિ અને રોગના પ્રતિકારમાં વિલંબ કરવો નહીં. ૧૯.

અસ્થાને સરળતાનું ફળઃ—

व्रजन्ति ते मूढधियः पराभवं,
भवन्ति मायाविषु ये न मायिनः ।
प्रविश्य हि घ्नन्ति शठास्तथाविधा-
नसंवृताङ्गान्निशिता इवेषवः ॥ २० ॥

किरातार्जुनीय, सर्ग १, श्लो० ३०.

જે પુરુષો માયાવી–કપટી જનોને વિષે માયાવી થતા નથી, તે મૂઢબુદ્ધિવાળા પુરુષો પરાભવ પામે છે; કારણ કે જેમ શત્રુના મૂકેલાં તીક્ષ્ણ બાણો બખ્તરરહિત યોદ્ધાના શરીરમાં પેસીને તેમને હણે છે, તેમ શઠ પુરુષો તથાપ્રકારના ( એટલે માયાવીને વિષે માયાવી ન થનારા ) પુરુષોના હૃદયમાં પેસીને તેમને હણે છે. ૨૦.

धूर्तेषु मायाविषु दुर्जनेषु, स्वार्थैकनिष्ठेषु विमानितेषु ।
वर्तेत यः साधुतया स लोके, प्रतार्य्यते मुग्धमतिर्न केन ? ॥२१॥

भामिनीविलास.

જે પુરુષ ધૂર્ત, માયાવી, દુર્જન, સ્વાર્થમાં જ તત્પર અને અવગણના કરાયેલા જનોને વિષે સાધુપણે-સરળપણે વર્તે છે, તે મુગ્ધબુદ્ધિવાળો પુરુષ લોકમાં કોનાવડે ન ઠગાય ? ( સર્વ લોકો તેને ઠગી શકે છે. ) ૨૧

## અનુકરણ મોટાનું થાય:—

सामान्यलोका महतां चरित्र-
माचर्यमामन्वत एव तस्मात् ।
दोषा गुणा वा महतां जनेषु,
विशन्ति शीघ्रं प्रविधेयबुद्ध्या ॥ २२ ॥

अतः करिष्णुर्जगतो विशुद्धिं,
महान् विदध्यात् प्रथमं स्वशुद्धिम् ।
यतः सदुक्तिर्भुवि विश्रुताऽस्ति,
" महाजनो येन गतः स पन्थाः " ॥ २३ ॥

मुनि हिमांशुविजय

જગતના સાધારણ મનુષ્યો ( નાનાઓ ) મોટાઓને આદર્શ માને છે. મોટાઓના ગુણો કે દોષોનું તેઓ અનુકરણ કરવા તરફ પ્રેરાય છે, તેથી મોટાઓના ગુણો દોષો તે( ન્હાના )ઓમાં કર્તવ્ય ( મોટાઓ કરે છે માટે તે યોગ્ય હશે એવી ) બુદ્ધિથી પ્રવેશ કરે છે—પેસી જાય છે.

આ કારણથી જગતના જીવોની-પોતાના આશ્રિત ન્હાના લોકોની શુદ્ધિ ( કલ્યાણ ) કરવી હોય તો મોટાઓએ પહેલાં પોતાનું ચરિત્ર શુદ્ધ બનાવવું જોઇએ લોકમાં કહેવત છે કે

"महाजनो येन गतः स पन्थाः" મોટાઓ જે રસ્તે ગયા- જે કામ કરે છે-તે રસ્તો (કાર્ય) સારો પવિત્ર હોય છે, એમ ધારી નાનાઓ તે રસ્તે દોરાઇ જાય છે. ૨૨, ૨૩.

કઈ વાત પ્રગટ થાય છેઃ—

शुभं वा यदि वा पापं, यन्नृणां हृदि संस्थितम् ।
सुगूढमपि तज्ज्ञेयं, सुप्तवाक्यात्तथा मदात् ॥ २४ ॥

જૈનપઞ્ચતન્ત્ર, શ્લો૦ ૧૦૪. *

મનુષ્યના હૃદયમાં જે શુભ અથવા અશુભ હોય તે 'અત્યંત ગુપ્તપણે રહેલું' હોય તોપણ ઉંઘમાં બોલવાથી તથા મદિરાદિકના મદથી જાણવામાં આવે છે. (ઉંઘમાં કે બેભાન અવસ્થામાં હૃદયની ગુપ્ત વાત પણ બોલી જવાય છે.) ૨૪.

षट्कर्णो भिद्यते मन्त्रश्चतुःकर्णो न भिद्यते ।
द्विकर्णस्य तु मन्त्रस्य, ब्रह्माऽप्यन्तं न गच्छति ॥ २५ ॥

છ કાને ગયેલો મંત્ર-ગુપ્ત વિચાર ભેદ પામે છે-લોકમાં ફેલાય છે, અને ચાર કાને ગયેલો મંત્ર ભેદ પામતો નથી; વળી બે કર્ણવાળા મંત્રને તો બ્રહ્મા પણ જાણી શકતો નથી. ૨૫.

आदित्यचन्द्रावनिलोऽनलश्च,
द्यौर्भूमिरापो हृदयं यमश्च ।
अहश्चरात्रिश्च उभे च सन्ध्ये,
धर्मोऽपि जानाति नरस्य वृत्तम् ॥ २६ ॥

જૈનપઞ્ચતન્ત્ર, શ્લો૦ ૧૪૧.

પ્રાણી જે કાંઈ અત્યંત ગુપ્ત આચરણ કરે છે તેને

સૂર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, આકાશ, ભૂમિ, જળ, હૃદય, યમ, દિવસ, રાત્રિ, બન્ને સંધ્યા અને ધર્મ એ સર્વે જાણે છે, (એટલે કે કોઈથી કાંઈ પણ ગુપ્ત કાર્ય થઈ શકતું નથી.) ૨૬.

કઈ વાત પ્રગટ ન કરવીઃ–

सिद्धमन्त्रौषधं छिद्रं, गृहदुश्चरितानि च ।
वञ्चनं चापमानं च, मतिमान्न प्रकाशयेत् ॥ २७ ॥

સિદ્ધ થયેલો મંત્ર, ઔષધ, છિદ્ર, ઘરના દુષ્ટ આચરણ, વંચના (કોઈથી છેતરાવું તે) અને કોઈથી પ્રાપ્ત થયેલું અપમાનઃ આ સર્વનો બુદ્ધિમાન પુરુષે પ્રકાશ કરવો નહીં. ૨૭.

मनसा चिन्तितं कार्यं, वाचा नैव प्रकाशयेत् ।
मन्त्रेण रक्षयेद् गूढं, कार्ये चापि नियोजयेत् ॥ २८ ॥

वृद्धचाणक्यनीति, अध्याय २, श्लो० ७

મનમાં ચિંતવેલા કાર્યને વાણીવડે પ્રકાશિત કરવું નહીં. ગુપ્ત કાર્યનું મંત્ર (વિચાર) વડે રક્ષણ કરવું અને પછી સમય આવે ત્યારે તે વિચારનો કાર્ય કરતી વખતે, ઉપયોગ કરવો. ૨૮.

નેતા કેવો જોઈએઃ–

विद्वानपि परित्याज्यो नेता मूर्खजनावृतः ।
मूर्खोऽपि सेव्य एवासौ, बहुश्रुतपरिच्छदः ॥ २९ ॥

विवेकविलास, उल्लास १, श्लो० ७८.

નેતા વિદ્વાન હોય તોપણ જો તે મૂર્ખ મનુષ્યોના પરિવારવાળો હોય તો તે ત્યાગ કરવા યોગ્ય છે, અને નેતા

મૂર્ખ હોય તો પણ જો તેનો પરિવાર બહુશ્રુત-વિદ્વાન હોય તો તે સેવવા યોગ્ય છે. ૨૯.

### એક બીજાની ગરજઃ-

दन्तस्य निर्घर्षणकेन राजन् !, कर्णस्य कण्डूयनकेन चापि ।
तृणेन कार्यं भवतीश्वराणां, किमङ्गवाक्पाणिमता नरेण ? ॥३०॥

हितधर्मप्रकाश (माघकवि), श्लो० २१३.

હે રાજા ! મોટા રાજાદિક ધનાઢ્યોને પણ દાંતને ખોતરવા માટે તથા કાનને ખજવાળવા માટે તૃણની જરૂર પડે છે, તો પછી અંગ, વાણી અને હાથ-પગવાળા મનુષ્યની જરૂર પડે તેમાં શું કહેવું ? ૩૦.

### સાચું વશીકરણઃ-

न हीदृशं संवननं, त्रिषु लोकेषु विद्यते ।
दानं मैत्री च भूतेषु, दया च मधुरा च वाक् ॥ ३१ ॥

भागवत, स्कन्ध ४, अध्याय १७, श्लो० ३३.

પ્રાણીઓને વિષે દાન દેવુ, મૈત્રી રાખવી, દયા કરવી અને મધુર વાણી બોલવી : આ ચાર બાબત જેવું બીજું કોઇ ત્રણ લોકને વિષે ઉત્તમ વશીકરણ છે જ નહીં. ૩૧.

पृथिव्यां त्रीणि रत्नानि, जलमन्नं सुभाषितम् ।
मूढैः पाषाणखण्डेषु, रत्नसञ्ज्ञाऽभिधीयते ॥ ३२ ॥

वृद्धचाणक्यनीति, अ० १४, श्लो० १.

પૃથ્વીને વિષે જળ, અન્ન અને સુભાષિત-સારું નીતિનું

વચન; આ ત્રણ જ રત્નો છે. છતાં મૂઢ પુરુષો પથ્થરના કકડામાં રત્ન નામ કહે છે. ( પથ્થરના કકડાને રત્ન કહે છે, ઠીક નથી. ) ૩૨.

શું શાથી જણાય:—

अभ्यासाद्धार्यते विद्या, कुलं शीलेन धार्यते ।
गुणेन ज्ञायते त्वार्यः, कोपो नेत्रेण गम्यते ॥ ३३ ॥

वृद्धचाणक्यनीति, अध्याय ५. श्लो० ८.

અભ્યાસથી ( વારંવાર આવર્તનાદિક કરવાથી ) વિદ્યા ધારણ કરાય છે, શીલવડે કુળ ધારણ કરાય છે, ગુણવડે શ્રેષ્ઠ પુરુષ જણાય છે, અને નેત્રવડે ક્રોધ જણાય છે ૩૩

ક્યાં રહેવું નહિ:—

धनिकः श्रोत्रियो राजा, नदी वैद्यस्तु पञ्चमः ।
पञ्च यत्र न विद्यन्ते, न तत्र दिवसं वसेत् ॥ ३४ ॥

वृद्धचाणक्यनीति, अध्याय १, श्लो० ९.

જે ગામમાં ધનવાન, વેદ જાણનાર વિદ્વાન, રાજા, નદી અને પાંચમો વૈદ્ય, આ પાંચ પુરુષો ન હોય તે ગામમાં એક દિવસ પણ રહેવું યોગ્ય નથી. ૩૪.

કેવી રીતે ચાલવું:—

नोर्ध्वं तिर्यग् न दूरं वा, निरीक्षेत् पर्यटन् बुधः ।
युगमात्रं महीपृष्ठं, नरो गच्छेद्विलोकयन् ॥ ३५ ॥

महाभारत, शान्तिपर्व, अ० ३३, श्लो० ७३.

ડાહ્યા માણસે માર્ગમાં ચાલતાં ઊંચું જોવું નહીં, તિરછું-આમતેમ અડખે-પડખે જોવું નહીં, તથા દૂર પણ જોવું નહીં. પરંતુ યુગમાત્ર-ધૂસરી પ્રમાણ પૃથ્વીતળ ઉપર દૃષ્ટિ રાખીને ચાલવું. ૩૫.

नातिकल्यं नातिसायं, न च मध्यन्दिने तथा ।
नाज्ञातैः सह गन्तव्यं, नैको न बहुभिः सह ॥ ३६ ॥

महाभारत, विराटपर्व, अ० १७, श्लो० २८.

(પરગામ જવું હોય ત્યારે) પ્રાતઃકાળે ઘણું વહેલું ચાલવું નહીં, સાયકાળે ઘણુ મોડું ચાલવું નહીં, મધ્યાહ્ન વખતે ચાલવું નહીં, અજાણ્યા માણસો સાથે ચાલવુ નહીં, એકલા ચાલવું નહીં, તેમજ ઘણા મનુષ્યોની સાથે ચાલવું નહીં. ૩૬.

અતિપરિચય ફળઃ—

अतिपरिचयादवज्ञा, भवति विशिष्टेऽपि वस्तुनि प्रायः ।
लोकः प्रयागवासी, कूपे स्नानं सदा कुरुते ॥ ३७ ॥

પ્રાયઃ કરીને ઉત્તમ વસ્તુને વિષે પણ અતિપરિચય કરવામાં આવે તો તેથી અવજ્ઞા થાય છે. જેમકે પ્રયાગમાં વસનારા લોકો હંમેશાં (ગંગાસ્નાન કરતા નથી પરંતુ) કુવાના પાણીથી સ્નાન કરે છે ૩૭.

લજ્જા ક્યાં તજવીઃ—

गीते नृत्ये पठे वादे, सङ्ग्रामे वैरिघातने ।
आहारे व्यवहारे च, लज्जामष्टसु वर्जयेत् ॥ ३८ ॥

ગીત ગાવામાં, નાચવામાં, ભણવામાં, વાદ કરવામાં, યુદ્ધ કરવામાં, શત્રુને હણવામાં, ભોજનમાં અને વેપારમાં; આ આઠ બાબતોમાં લજ્જાનો ત્યાગ કરવો. ૩૮.

શું ક્યારે લાભદાયકઃ—

सम्पत्तौ नियमः शक्तौ, सहनं यौवने व्रतम् ।
दरिद्रे दानमप्यल्पं, महालाभाय जायते ॥ ३९ ॥

श्राद्धविधि, पृ० १६२.

સંપત્તિને વિષે નિયમ હોય, શક્તિને વિષે સહનશીલતા હોય, યુવાવસ્થાને વિષે વ્રત હોય અને દરિદ્રતાને વિષે થોડું પણ દાન હોય, તો તે મહાલાભને માટે થાય છે. ૩૯.

ઘરના મુખ્ય પુરુષનું રક્ષણ કરવુંઃ—

यस्मिन् कुले यः पुरुषः प्रधानः, सदैव यत्नेन स रक्षणीयः ।
तस्मिन् विनष्टे हि कुलं विनष्टं, न नाभिभङ्गे ह्यरका वहन्ति ॥४०॥

जैनपञ्चतन्त्र, पृ० ७८, श्लो० २९९.

જે કુળમાં જે પુરુષ પ્રધાન-મુખ્ય હોય તે પુરુષનું નિરંતર પ્રયત્નપૂર્વક રક્ષણ કરવું જોઇએ, કેમકે તેનો નાશ થવાથી આખા કુળનો નાશ થાય છે, જેમકે-ચક્ર (પૈડા)ની નાભિનો ભંગ થાય તો પછી તેના આરા વહન કરી શકતા નથી. ૪૦

કેવી માળા વાપરવીઃ—

वर्जयित्वा तु कमलं, तथा कुवलयं नृप ! ।
रक्तमाल्यं न धार्यं स्यात्, शुक्लं धार्यं तु पण्डितैः ॥४१॥

महाभारत, शान्तिपर्व, अ० ७७, श्लो० ३३.

હે રાજા! રાતા કમળ તથા રાતા પોયણા સિવાય બીજા રાતા પુષ્પ કે તેની માળા ધારણ કરવી નહીં, પરંતુ પંડિતોએ શુકલ-ધોળા પુષ્પ કે તેની માળા ધારણ કરવી યોગ્ય છે. ૪૧.

રાજ્યના સાત અંગો:—

स्वाम्यमात्यश्च राष्ट्रं च, दुर्गः कोशो बलं सुहृत् ।
राज्यं सप्ताङ्गमप्येतत्, सद्गुणैरेव धार्यते ॥ ४२ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग २, श्लो० २३. (य. वि. ग्र.)

રાજા, પ્રધાન, દેશ, કીલ્લો, ખજાનો, લશ્કર અને મિત્રો; આ સાત અંગવાળું રાજ્ય સદ્‌ગુણી માણસો વડે જ ધારણ કરાય છે. ૪૨.

કયા પશુ પાસેથી શું શીખવું:—

सुश्रान्तोऽपि वहेद्भारं, शीतोष्णे न च पश्यति ।
सन्तुष्टश्चरते नित्यं, त्रीणि शिक्षेच्च गर्दभात् ॥ ४३ ॥

वृद्धचाणक्यनीति, अध्याय ६, श्लोक० २१.

ગધેડો અત્યંત થાકી ગયો હોય તોપણ તે ભાર વહન કરે છે, ટાઢ અને તડકાને ગણતો નથી, તથા સંતોષી થઈ નિરંતર જે હોય તે (કુચા વગેરે) ખાય છે. આ ત્રણ ગુણ ગધેડા પાસેથી શીખવાના છે. ૪૩.

प्रभूतं कार्यमल्पं वा, यन्नरः कर्तुमिच्छति ।
सर्वारम्भेण तत्कार्यं, सिंहादेकं पदं यथा ( प्रचक्षते )॥४४॥

महाभारत, शान्तिपर्व, अध्याय ५६, श्लो० ३१

મનુષ્ય મોટું કે નાનું જે કાંઈ કાર્ય કરવાને ઇચ્છે તે સર્વ આરંભવડે-સર્વ બળવડે કરવું, જેમ સિંહ કોઈના પર ફાળ મારે છે ત્યારે તે પોતાના સર્વ બળવડે ઉછળે છે (તેમ સર્વ બળવડે કરવું). આ એક ગુણ સિંહ પાસેથી શીખવાનો છે. ૪૪.

सिंहादेकं बकादेकं, शिक्षेच्चत्वारि कुर्कुटात ।
वायसात् पञ्च शिक्षेच, षट् शुनस्त्रीणि गर्दभात् ॥४५॥

महाभारत, ज्ञानपर्व, अध्याय ५६, श्लो० ३८.

સિંહ પાસેથી એક શિખામણ લેવાની છે, બગલા પાસેથી એક શિખામણ લેવાની છે, કુકડા પાસેથી ચાર શિખામણ લેવાની છે, કાગડા પાસેથી પાંચ શિખામણ લેવાની છે, કુતરા પાસેથી છ શિખામણ લેવાની છે, અને ગધેડા પાસેથી ત્રણ શિખામણ લેવાની છે. ૪૫.

प्रागुत्थानं च युद्धं च, संविभागं च बन्धुषु ।
स्त्रियमाक्रम्य भुञ्जीत, शिक्षेच्चत्वारि कुक्कुटात् ॥ ४६ ॥

महाभारत, ज्ञानपर्व, अध्याय ५६, श्लो० ४१.

કુકડો પ્રાતઃકાળે સર્વથી પહેલાં જાગે છે, યુદ્ધ કરે છે, બાંધુઓને-પરિવારને ખાવાનો ભાગ આપે છે, અને સ્ત્રીઓને-કુકડીઓને વશમાં રાખીને ભોગ ભોગવે છે. આ ચાર બાબત કુકડા પાસેથી શીખવાની છે. ૪૬.

बह्वाशी चाल्पसन्तुष्टः, सुनिद्रो लघुचेतनः ।
स्वामिभक्तश्च शूरश्च, षडेते श्वानतो गुणाः ॥ ४७ ॥

महाभारत, ज्ञानपर्व, अध्याय ५६, श्लो० ४३.

ઘણું ખાનાર, થોડાથી સંતોષ પામનાર, સુખે નિદ્રા લેનાર, જલદી જાગી જનાર, સ્વામી ઉપર ભક્તિવાળો અને શૂરવીરઃ આ છ ગુણો કુતરા પાસેથી શીખવાના છે. ૪૭.

પરરક્ષણ મહિમાઃ—

कटुस्वरस्त्वं पिकभृत् तथाऽपि,
श्लाघ्योऽसि सम्यक् पिकपुत्रपालात् ।
आह्लादनाच्चन्द्र इवात्तलक्ष्मा,
कस्तूरिका गन्धभृतेव कृष्णा ॥ ४८ ॥

हिमांशुविजय.

હે કાગડા ! તારો સ્વર કર્ણકટુ છે, છતાં કોયલના બચ્ચાનું સેવન–પાલન–પોષણ કરે છે તેથી તું પ્રશંસાપાત્ર છે, જેમ ચંદ્ર કલંકવાળો હોવા છતાં આનંદ દાયક હોવાથી અને કસ્તૂરી કાળા રંગની હોવા છતાં સુગંધવાળી હોવાથી પ્રશંસાપાત્ર છે. ૪૮.

વધકની જરૂરઃ—

आयुः कामयमानेन, धर्मार्थसुखसाधनम् ।
आयुर्वेदोपदेशेषु, विधेयः परमादरः ॥ ४९ ॥

सारङ्गधरसंहिता.

ધર્મ અને અર્થના સુખના સાધનરૂપ આયુષ્યને ઇચ્છનાર પુરુષે આયુર્વેદ( વૈદક શાસ્ત્ર )ના ઉપદેશને વિષે મોટો આદર કરવો યોગ્ય છે. ૪૯.

## રોગની ઉત્પત્તિનું કારણઃ—

अत्यम्बुपानाद्विषमासनाच्च, दिवाशयाज्जागरणाच्च रात्रौ।
सन्धारणान्मूत्रपुरीषयोश्च, षड्भिः प्रकारैः प्रभवन्ति रोगाः ॥५०॥

सारङ्गधरसंहिता. अ० १०, श्लो० ४५.

અત્યંત જળ પીવાથી, વિષમ આસન કરવાથી, દિવસે સૂવાથી, રાત્રે જાગરણ કરવાથી, મૂત્રને કબજે રાખવાથી તથા દસ્તને કબજે રાખવાથીઃ આ છ પ્રકારે કરીને રોગોની ઉત્પત્તિ થાય છે. ૫૦.

## સંગીતમહત્ત્વઃ—

सुखिनि सुखनिदानं दुःखितानां विनोदः,
श्रवणहृदयहारी मन्मथस्याग्रदूतः।
रणरणकविधाता वल्लभः कामिनीनां,
जयति जगति नादः पञ्चमश्चोपवेदः ॥ ५१ ॥

उपदेशमाला, पृ० ६८*

ઉપવેદ તરીકે ગણાતો પંચમ નામનો નાદ આ જગતમાં જય પામે છે, કેમકે તે સુખી જનોને સુખનું કારણ છે, દુઃખી જનોને વિનોદ આપનાર છે, શ્રોત્ર અને હૃદયને હરનાર છે, કામદેવનો મુખ્ય દૂત છે, આનંદને ઉત્પન્ન કરનાર છે, અને સ્ત્રીઓને અત્યંત વહાલો છે. ૫૧.

## भाग्य ( ११० )

ભાગ્યનું લક્ષણ:—

यत्तत् पुरा कृतं कर्म, न स्मरन्तीह मानवाः ।
तदिदं पाण्डवज्येष्ठ ! दैवमित्यभिधीयते ॥ १ ॥

महाभारत, शान्तिपर्व, अध्याय ३०, श्लो० २२.

હે યુધિષ્ઠિર ! પૂર્વે ( પૂર્વ જન્મમાં ) જે કાંઇ કરેલા કર્મને આ ભવમાં મનુષ્યો સ્મરણ કરતા નથી-મનુષ્યને યાદ આવતા નથી, તે આ કર્મ દૈવ કહેવાય છે. ( પૂર્વે કરેલું કર્મ જ દૈવ-નસીબ-કહેવાય છે. ) ૧

ભાગ્યનું પ્રાબલ્ય:—

यस्मै ददाति विवरं, भूमिः फूत्कारमात्रभीतेव ।
आशीविषः स दैवात्, डौम्बकरण्डे स्थितिं सहते ॥ २ ॥

भक्तचिन्तामणि ( लोहरत्नाकर कवि), श्लो० ४१.

સર્પના એક ફુંફાડા માત્રથી જ જાણે ભય પામી હોય એવી ભૂમિ તેને ( સર્પને ) રહેવા માટે વિવર ( બિલ ) આપે છે. તે જ સર્પ દૈવના વશથી મદારીના કરંડિયામાં સ્થિતિને સહન કરે છે-પરવશપણે કરંડિયામાં રહી દુઃખને સહન કરે છે. ( અર્થાત્ દૈવ પાસે કોઇનું બળ ચાલતું નથી) ૨.

बद्धा येन दशाननेन नितरां सर्वैकदेशे जरा,
द्रोणाद्रिश्च समुद्धृतो हनुमता येन स्वदोर्लीलया ।

श्रीरामेण च येन राक्षसपतिस्त्रैलोक्यवीरो हतः,
सर्वे तेऽपि गताः क्षयं विधिवशात्काऽन्येषु तद्वो! कथा ॥३॥

वैराग्यशतक ( पद्मानन्द ), श्लो० ३७०.

જે રાવણે ખાટલાને પાયે જરાવસ્થાને મજબૂત રીતે બાંધી હતી, જે હનુમાને પોતાના ભુજબળવડે દ્રોણાદિકનો ઉદ્ધાર કર્યો હતો, તથા જે શ્રી રામચદ્રે ત્રણ જગતમાં અદ્વિતીય વીર રાક્ષસના પતિ રાવણને માર્યો હતો, તે સર્વે પણ વિધાતા(કર્મ)ના વશથી ક્ષયને પામ્યા છે, તો પછી બીજાની શી વાત કરવી ? ૩.

उदयति यदि भानुः पश्चिमायां दिशायां,
विकसति यदि पद्मं पर्वताग्रे शिलायाम् ।
प्रचलति यदि मेरुः शीततां याति वह्निः,
तदपि न चलतीयं भाविनी कर्मरेखा ॥ ४ ॥

विक्रमचरित्र, खण्ड २, पृ० १३२.

જો કદાચ સૂર્ય પશ્ચિમ દિશામાં ઉદય પામે, જો કદાચ પર્વતના શિખર ઉપર શિલાને વિષે કમળ વિકાસ પામે, જો મેરુ પર્વત ચલાયમાન થાય, અથવા જો અગ્નિ શીતળતાને પામે, તોપણ ભાવી કર્મની રેખા જરા પણ ચલાયમાન થતી નથી. ૪.

अयममृतनिधानं नायकोऽप्योषधीनां,
शतभिषगनुयातः शम्भुमूर्ध्नोऽवतंसः ।
विरहयति न चैनं राजयक्ष्मा शशाङ्कं,
हतविधिपरिपाकः केन वा लङ्घनीयः ? ॥ ५ ॥

આ ચંદ્ર અમૃતનું નિધાન છે, સર્વ ઔષધોનો (વનસ્પતિનો) નાયક છે, સેંકડો વૈદ્યો તેને અનુસરે છે (શતભિષા નામની તારા તેની સ્ત્રી હોવાથી તેને અનુસરે છે), વળી તે મહાદેવના મસ્તકનો અલંકાર છે, તોપણ આ ચંદ્રને ક્ષયરોગ છોડતો નથી. અથવા તો એમ જ કહીએ કે દુષ્ટ વિધાતાનો વિપાક કોનાથી ઓળંગી શકાય છે? (કર્મના વિપાકને કોઈ પણ મિથ્યા કરી શકતું નથી.) ૫.

निहितं यस्य मयूखैर्न तमः सन्तिष्ठते दिगन्तेऽपि ।
उपयाति सोऽपि नाशं, नापदि किं तं विधिः स्पृशति ? ॥ ६ ॥

सुभाषितरत्नसन्दोह, श्लो० ३४९.

જે સૂર્યનાં કિરણોવડે હણાયેલો અંધકાર દિશાના અંતને વિષે પણ રહી શકતો નથી, તે સૂર્ય પણ નાશ પામે છે; કેમકે આપત્તિને વિષે વિધાતા (કર્મ) શું તેને સ્પર્શ નથી કરતો? (કરે છે.) ૬.

पूर्णोऽहमर्थैरिति मा प्रसीद, रिक्तोऽहमर्थैरिति मा विषीद ।
रिक्तं च पूर्णं भरितं च रिक्तं, करिष्यतो नास्ति विधेर्विलम्बः ॥७॥

'હું ધનથી પૂર્ણ છું' એમ ધારીને તું પ્રસન્ન ન થા-ગર્વ ન કર, અને 'હું ધનથી ખાલી (રહિત) છું' એમ ધારીને તું મનમાં ખેદ ન કર! કેમકે ખાલીને ભરી દેતા અને ભરેલાને ખાલી કરતા વિધાતાને જરા પણ વાર લાગતી નથી. ૭.

यस्य पादयुगपर्युपासनान्नो कदापि रमया विरम्यते ।
सोऽपि यत्परिदधाति कम्बलं, तद्विधेरधिकृतोऽधिकं बलम् ॥८॥

લક્ષ્મી દેવી જેના-વિષ્ણુના-ચરણયુગલની સેવા કરવાથી

કદાપિ વિરામ પામતી નથી, તે વિષ્ણુ પણ ( કૃષ્ણાવતારમાં ) કંબળને ધારણ કરે છે તેથી જણાય છે કે વિધાતાનું બળ અધિકથી પણ અધિક છે. ૮.

अहंयूनामहङ्कारं, वारिदानां समुन्नतिम् ।
विना विधिमृते वातं, हन्तुं को नाम कर्मठः ? ॥ ९ ॥

नलविलासनाटक, अङ्क ५, श्लो० ६.

અહંકારી મનુષ્યોના અહંકારને વિધિ ( ભાગ્ય ) વિના કોઈ પણ હણવાને સમર્થ નથી, અને વાદળાંઓની ઉન્નતિને હણવા માટે વાયુ વિના બીજો કોઈ સમર્થ નથી. ૯.

## ભાગ્યની વિચિત્રતાઃ—

भवति भिषगुपायैः पथ्यभुङ् नित्यरोगी,
घनहरणविनिद्रश्छिद्रगोप्ता दरिद्रः ।
अनयचयविधायी निश्चलैश्वर्यधैर्यः,
स्ववशनिशितशक्तेः शासनेनैव धातुः ॥ १० ॥

क्षेमेन्द्रकवि.

પોતાને આધીન તીક્ષ્ણ શક્તિવાળા વિધાતાના શાસનથી જ મનુષ્ય ઔષધના ઉપાયની સાથે પથ્ય ભોજન કરનાર હોય તોપણ નિત્ય રોગવાળો રહે છે, પોતાનું ધન કોઇ ચોરી જશે એવી શંકાથી નિરંતર નિદ્રારહિત થઈ ઘરમાં કોઇ પણ ઠેકાણે બારી બારણાં વગેરે છિદ્ર હોય તેનું રક્ષણ કરતો હોય તોપણ તે દરિદ્ર થઈ જાય છે, તથા અન્યાયથી ધનનો સંચય કરતો હોય તોપણ તે અચળ-અખંડ-ઐશ્વર્ય અને ધૈર્યવાળો રહે છે. (આ સર્વ વિધાતાની જ શક્તિ છે) ૧૦.

कारयत्यकर्त्तारं, कर्त्तारं तु जडयति विधिर्दुष्टः ।
अचिन्त्यं प्रति चिन्तयति,जनान् नाटयन् सर्वकृद् यथेष्टम् ॥११॥

मुनि हिमांशुविजय.

ઇચ્છા પ્રમાણે-ધારેલું બધું કાર્ય કરનાર, જગતના જીવોને સૂત્રધારની જેમ નચાવતું એવું દુષ્ટ કર્મ, જેને કાંઈ કરવું નથી તેની પાસે બલાત્કારથી કરાવે છે, જેને કરવું છે તેને તે કાર્ય કરવામાં જડ-શૂન્ય કરી નાખે છે ( તેમાં વિઘ્ન નાખે છે), જે ચિંતવવા યોગ્ય નથી ( અશક્ય અથવા તો નિષિદ્ધ છે) તેનું ચિંતવન કરાવે છે. ( અર્થાત્ કર્મ ( વિધિ ) જે ધારે તે કરે છે.) ૧૧.

निदाघे दाहार्त्तः प्रचुरतरतृष्णातरलितः,
सरः पूर्ण दृष्ट्वा त्वरितमुपयातः करिवरः ।
तथा पङ्के मग्नस्तटनिकटवर्तिन्यपि यथा,
न नीरं नो तीरं द्वयमपि विनष्टं विधिवशात् ॥ १२ ॥

उपदेशप्रासाद, भाग १. पृ० १४१. ( प्र. स.)*

ઉનાળામાં તાપથી પીડાયેલો અને અત્યંત તૃષાથી વ્યાકુળ થયેલો કોઇ હાથી જળથી ભરેલું સરોવર જોઇને શીઘ્રપણે ત્યાં આવ્યો. તેમાં ઊતરતાં જ કાંઠાની પાસે રહેલા કાદવમાં તે એવી રીતે ખૂંચી ગયો કે જેથી, ભાગ્યના વશથી, તેને જળ પણ ન મળ્યું અને કાંઠે પણ નીકળી ન શક્યો, બન્નેથી ભ્રષ્ટ થયો. ૧૨.

विपत्तौ किं विषादेन, सम्पत्तौ हर्षणेन किम् ? ।
भवितव्यं भवत्येव, कर्मणो गहना गतिः ॥ १३ ॥

વિપત્તિમાં ખેદ કરવાથી શું ફળ ? અને સંપત્તિમાં હર્ષ કરવાથી શું ફળ ? જે થવાનું છે તે થાય જ છે, કારણ કે કર્મની ગતિ ગહન છે-વિચિત્ર છે. ૧૩.

भाग्यवन्तं प्रसूयेथा, मा शूरं मा च पण्डितम् ।
शूराश्च कृतविद्याश्च, वने सीदन्ति पाण्डवाः ॥ १४ ॥

( હે માતા, ) માત્ર એક ભાગ્યશાળી પુરુષને તું જન્મ આપજે, પણ શૂરવીરને કે પંડિતને જન્મ આપીશ નહીં; કેમકે શૂરા અને વિદ્વાન છતાં પાંડવો વનમાં દુઃખી થયા. ( એટલે કે શૂરવીર અને વિદ્વાન કરતાં ભાગ્યશાળી પુત્ર ઉત્પન્ન થાય તે સારો છે. ભાગ્ય વિના સર્વ નિષ્ફળ છે.) ૧૪.

સારું ખોટું ભાગ્ય—

बान्धवमध्येऽपि जनो दुःखानि समेति पापपाकेन ।
पुण्येन वैरिसदनं, यातोऽपि न मुच्यते सौख्यैः ॥ १५ ॥

सुभाषितरत्नसन्दोह, श्लो० ३८२.

જો પાપનો વિપાક-ઉદય હશે તો મનુષ્ય બંધુઓની મધ્યે રહ્યા છતાં પણ દુઃખને પામે છે, અને પુણ્યનો ઉદય હશે તો શત્રુને ઘેર ગયા છતાં પણ સુખથી મુક્ત થતો નથી-દુઃખી થતો નથી,-સુખને જ પામે છે. ૧૫.

ભાગ્ય પ્રમાણે જ થાય:—

यदभावि न तद्भावि, भावि चेन्न तदन्यथा ।
इति चिन्ताविषघ्नोऽयमगदः किं न पीयते ? ॥ १६ ॥

पार्श्वनाथचरित्र ( पद्य, सर्ग २, श्लो० ७१०.

"જે થવાનું નથી તે નથી જ થવાનું, અને જે થવાનું તે અવશ્ય થશે જ" એવું (એવા વિચારનું) ચિંતાના ઝેરને હણનારું ઔષધ, (હે જીવ,) શા માટે નથી પીતો? (અર્થાત આ પ્રમાણે સમજનારને ચિંતા દુઃખ નથી આપતી.) ૧૬.

अवश्यम्भाविभावानां, प्रतीकारो भवेद् यदि ।
तदा दुःखैर्न लिप्येरन्, नलरामयुधिष्ठिराः ॥ १७ ॥

नैषध, सर्ग ८, श्लो० १९.

જો કદાચ અવશ્ય થવાના ભાવો-બનાવોનો પ્રતીકાર-ઉપાય હોત તો નળ રામ અને યુધિષ્ઠિર વગેરે (ઉત્તમ પુરુષો) દુઃખ પામત નહીં. ૧૭.

यच्चिन्तितं तदिह दूरतरं प्रयाति,
यच्चेतसा न गणितं तदिहाभ्युपैति ।
प्रातर्भवामि वसुधाधिपचक्रवर्ती,
सोऽहं व्रजामि विपिने जटिलस्तपस्वी ॥ १८ ॥

आध्यात्मिकरामायण, अरण्यकाण्ड, अ० ९, श्लो० ८८.

(રામચંદ્રજી મનમાં વિચાર કરે છે કે) જે કાર્ય મનમાં ચિંતવ્યું હોય તે અત્યંત દૂર જાય છે, અને જેનો મનમાં વિચાર સરખો પણ કર્યો ન હોય તે તત્કાળ પ્રાપ્ત થાય છે. જેમકે જે હું પોતે જ પ્રાતઃકાળે પૃથ્વીનો સ્વામી ચક્રવર્તી થવાનો હતો, તે જ હું (રામચંદ્ર) સાંજે જટાધારી તપસ્વી થઇ વનમાં જાઉં છું. ૧૮

भवितव्यं यथा येन, न तद्भवति चान्यथा ।
नीयते तेन मार्गेण, स्वयं वा तत्र गच्छति ॥ १९ ॥

महाभारत, शान्तिपर्व, अ० ४७, श्लो० ३२.

જે વસ્તુ ( બનાવ ) જે પ્રમાણે થવાની છે તે કદાપિ અન્યથા થતી નથી, તેથી તે ( પ્રાણી ) તે માર્ગે લઈ જવાય છે અથવા ( પ્રાણી ) પોતે જ તે માર્ગે જાય છે. ૧૯

मुदितान्यपि मित्राणि, सुक्रुद्धाश्चैव शत्रवः ।
न हीं मे तत् करिष्यन्ति, यन्न पूर्वं कृतं मया ॥ २० ॥

आत्मपुराण, अ० ३३, श्लो० १५.

મિત્રો ભલે આનંદ પામેલા હોય અને શત્રુઓ અત્યંત ક્રોધ પામેલા હોય તોપણ તેઓ મારું એવું કંઈ પણ નહિં કરી શકે જે મેં પૂર્વમાં ન કર્યું હોય. ( મતલબ કે જો મેં પહેલાં કંઈ સારું ખોટું કર્યું હશે તો જ મારા મિત્રો અથવા શત્રુઓ મારું સારું ખોટું કરી શકે; અન્યથા નહિં. ) ૨૦.

विपरीते सति धातरि, साधनमफलं प्रजायते पुंसाम् ।
दशशतकरोऽपि भानुर्निपतति गगनादनवलम्बः ॥ २१ ॥

सुभाषितरत्नसन्दोह, श्लो० ३५०.

જ્યારે વિધાતા ( કર્મ ) વિપરીત થાય છે ત્યારે પુરુષોનું સર્વ સાધન નિષ્ફળ થાય છે. જેમકે હજાર કિરણોને ધારણ કરનાર પણ સૂર્ય અવલંબન વિના આકાશમાંથી પડે છે— અસ્ત થાય છે. ૨૧.

भवितव्यं भवत्येव, नालिकेरफलाम्बुवत् ।
गच्छत्येव हि गन्तव्यं, गजभुक्तकपित्थवत् ॥ २२ ॥

पाण्डवचरित्र ( गद्य ), पृ० ९४, ( य. वि. ग्रं. )*

જે વસ્તુ થવાની છે તે નાળિયેરની અંદરના જળની જેમ થાય જ છે, તથા જે વસ્તુ જવાની છે તે હાથીએ ખાધેલા કોઠાની જેમ જાય જ છે. ૨૨.

स्फुरन्त्युपायाः शान्त्यर्थमनुकूले विधातरि ।
प्रतिकूले पुनर्यान्ति, तेऽप्युपाया अपायताम् ॥ २३ ॥

नलविलासनाटक, अङ्क ५, श्लो० १.

નશીબ અનુકૂળ હોય ત્યારે શાંતિને માટે જે જે ઉપાયો કરવામાં આવે તે સર્વે સફળ થાય છે, અને વિધાતા પ્રતિકૂળ હોય ત્યારે તે જ ઉપાયો કષ્ટને આપનારા થાય છે, ( ઊલટા દુઃખરૂપ થાય છે. ) ૨૩.

अघटितघटितानि घटयति, सुघटितघटितानि जर्जरीकुरुते ।
विधिरेव तानि घटयति, यानि पुमान्नैव चिन्तयति ॥ २४ ॥

पार्श्वनाथचरित्र ( गद्य ), पृ० ४६. (प्र स.)*

વિધાતા જ અયોગ્ય સંયોગવાળા પદાર્થોને જોડી દે છે– એકત્ર કરે છે, વિધાતા જ યોગ્ય સંયોગવાળા પદાર્થોને જર્જરિત કરે છે–વિયોગવાળા કરે છે, તથા મનુષ્ય જે બાબતને મનમાં ચિંતવતો પણ ન હોય એવી બાબતને પણ વિધાતા જ મેળવી દે છે. ૨૪.

सङ्ग्रामे प्रहरणसङ्कटे गृहे वा,
दीप्ताग्नौ गिरिनिगरे महोदधौ वा ।

सर्पैर्वा सह वसतामुदीर्णवक्त्रै-
नाभाव्यं भवति न भाविनोऽस्ति नाशः ॥ २५ ॥

जैनपञ्चतन्त्र, पृ० १५५, श्लो० ११९*

પ્રાણી-મનુષ્ય ઘરને વિષે રહેલો હોય, અથવા શસ્ત્રોના ઝપાટાથી ભાંકડા થયેલા સંગ્રામને વિષે રહેલો હોય, દાવાનળથી વ્યાપ્ત એવા પર્વતના વિવરમાં રહ્યો હોય, અથવા મોટા સમુદ્રમાં રહ્યો હોય, અથવા પહોળા કરેલા મુખવાળા સર્પની સાથે વસતો હોય, તોપણ જે નથી થવાનું તે થતું ] જ નથી, અને જે થવાનું છે તેનો નાશ થતો નથી. ૨૫

किं चिन्तितेन बहुना, किं वा शोकेन मनसि निहितेन ? ।
तन्निश्चितं भविष्यति, विधिना लिखितं ललाटे यत् ॥ २६ ॥

जैनपञ्चतन्त्र, पृ० १६३, श्लो० १५३*

ઘણો વિચાર કરવાથી શું ? અથવા મનમાં શોક ધારણ કરવાથી શું ? કંઈ જ ફળ નથી. કેમકે વિધાતાએ લલાટમાં જે લખ્યું હશે તે અવશ્ય થવાનું જ છે. ૨૬.

प्राप्तव्यो नियतिबलाश्रयेण योऽर्थः,
सोऽवश्यं भवति नृणां शुभोऽशुभो वा ।
भूतानां महति कृतेऽपि हि प्रयत्ने,
नाभाव्यं भवति न भाविनोऽस्ति नाशः ॥ २७ ॥

उपदेशमाला ( गाथान्तर ), पृ० ३६*

ભાગ્યના બળના આશ્રયથી મનુષ્યને જે શુભ કે અશુભ અર્થ પામવા લાયક છે-પામવાનો છે, તે અવશ્ય પ્રાપ્ત થાય

છે. મોટો પ્રયત્ન-ઉદ્યમ કર્યા છતાં પણ પ્રાણીઓને નહીં થવાનું, થતું નથી, અને જે થવાનું છે તેનો. નાશ થતો નથી. ૨૭.

प्राप्तव्यमर्थं लभते मनुष्यो
देवोऽपि तं लङ्घयितुं न शक्तः ।
तस्मान्न शोचामि न विस्मयो मे,
यदस्मदीयं न हि तत् परेषाम् ॥ २८ ॥

जैनपञ्चतन्त्र, पृ० १४७, श्लो० ९३.

જે અર્થ (ધન વગેરે પદાર્થ) મનુષ્યે પામવાનો છે તે પામે જ છે, તેને દેવ પણ ઉલ્લંઘન કરવા શક્તિમાન નથી. તેથી કરીને હું કાંઇ પણ શોક કરતો નથી અને હર્ષ પણ પામતો નથી, કેમકે જે અમારું છે તે બીજાનું થવાનું નથી. ૨૮.

अर्वाग्दृष्टितया लोको यथेच्छं वाञ्छति प्रियम् ।
भाग्यापेक्षी विधिर्दत्ते, तेन चिन्तितमन्यथा ॥ २९ ॥

नलविलास, अङ्क ५, श्लो० ७.

બાહ્ય દૃષ્ટિએ કરીને લોકો પોતાની ઇચ્છા પ્રમાણે પ્રિય વસ્તુની ઇચ્છા કરે છે, પરંતુ ભાગ્યની અપેક્ષાવાળો વિધિ તો તેણે જે ચિંતવ્યું-ઇચ્છયું હોય તેના કરતાં ઊલટું જ આપે છે. (લોક કાંઇક ચિંતવે છે અને વિધિ તેથી જુદું જ આપે છે.) ૨૯.

पत्रं नैव यदा करीरविटपे दोषो वसन्तस्य किं,
नोलूकेन विलोक्यते यदि दिवा सूर्यस्य किं दूषणम् ?।

धारा नैव पतन्ति चातकमुखे मेघस्य किं दूषणं,
यद्धात्रा निजभालपट्टलिखितं तन्मार्जितुं कः क्षमः ? ॥३०॥

વસંત ઋતુમાં ( સર્વ વૃક્ષો વિકસ્વર થાય છે તે વખતે ) કેરડાના ઝાડ ઉપર પાંદડાં હોતાં નથી, તેમાં વસંતનો શો દોષ ? ઘુવડ પક્ષી દિવસે દેખી શકતું નથી, તેમાં સૂર્યનો શો દોષ ? ચાતક પક્ષીના મુખમાં મેઘની ધારા પડતી નથી, તેમાં મેઘનો શો દોષ ? કોઈનો દોષ નથી. વિધાતાએ જે પોતાના કપાળમાં લખેલું હોય તે દૂર કરવા કોણ સમર્થ છે ? ( કોઈ પણ સમર્થ નથી, નસીબમાં માંડ્યું હોય તે જ થાય છે ) ૩૦

જેવું ભાગ્ય તેવી સામગ્રી—

सा सा सम्पद्यते बुद्धिः, सा मतिः सा च भावना ।
सहायास्तादृशा ज्ञेया यादृशी भवितव्यता ॥ ३१ ॥

पाण्डवचरित्र ( गद्य ), सर्ग १, पृ० ३८ ( य० वि० ग्रं० )*

ભાવી કાળમાં જેવું થવાનું હોય, તેવી તેવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેવી મતિ–માન્યતા ઉત્પન્ન થાય છે, તેવી ભાવના ઉત્પન્ન થાય છે, અને સહાયકો પણ તેવા જ મળે છે ૩૧

જેવું ભાગ્ય તેવી બુદ્ધિઃ—

तादृशी जायते बुद्धिर्व्यवसायोऽपि तादृशः ।
सहायास्तादृशा एव, यादृशी भवितव्यता ॥ ३२ ॥

बृहच्चाणक्यनीति, अ० ६ श्लो० ६.

ભવિષ્યમાં જેવું થવાનું હોય, તેવી જ પ્રથમથી બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેવો જ ઉદ્યમ પ્રાપ્ત થાય છે, અને સહાયકારક પણ તેવા જ મળે છે. ૩૨.

ભાગ્યાધીન ફળ:—

कर्मायत्तं फलं पुंसां, बुद्धिः कर्मानुसारिणी ॥
तथापि सुधियश्चार्याः, सुविचार्यैव कुर्वते ॥ ३३ ॥

वृद्धचाणक्यनीति, अध्याय १३, श्लो० १८.

જો કે પુરુષોને પોતાના ઉદ્યમનું ફળ મળવું તે કર્મને જ (નસીબને જ) આધીન છે, અને ઉદ્યમ કરવાની સારી નરસી બુદ્ધિ પણ કર્મ(નસીબ)ને જ અનુસરીને થાય છે, તોપણ બુદ્ધિમાન સજ્જન સારી રીતે વિચારીને જ કાર્ય કરે છે. (અર્થાત્ નસીબની કોઇને ખબર હોતી નથી તેથી નસીબ ઉપર જ માત્ર આધાર રાખી બેસી રહેવું યોગ્ય નથી, પરંતુ સારી રીતે વિચારકરવા પૂર્વક કાર્ય કરવું. તેનું ફળ સારું કે નરસું આવે તેમાં હર્ષ કે શોક કરવો નહીં)૩૩.

ભાગ્ય આગળ શોક નકામો:—

मा विषीद कृतं बाष्पैः, फलं मर्षय कर्मणाम् ।
सत्यं विषादशोकाभ्यां, न दैवं परिवर्तते ॥ ३४ ॥

नलविलास, अङ्क ५, श्लो० ५.

તું ખેદ ન પામ, આંસુ પાડવાથી સર્યું—આંસુ ન મૂક, કર્મના ફળનો વિચાર કર! વિષાદ અને શોક કરવાથી કાંઇ દૈવ (ભાગ્ય) ફરી જતું

ભાગ્ય : સુખદુઃખનું કારણઃ—

वैद्या वदन्ति कफपित्तमरुद्विकारं,
नैमित्तिका ग्रहकृतं प्रवदन्ति दोषम् ।
भूतोपसर्गमथ मन्त्रविदो वदन्ति,
कर्मैव शुद्धमतयो, यतयो गृणन्ति ॥ ३५ ॥

उपदेशप्रासाद ( भाषान्तर ), भाग ४, पृ. ११३. *

(માણસોને કંઈ રોગ–દુઃખ ઉત્પન્ન થાય ત્યારે) વૈદ્ય લોકો કફ, પિત્ત અને વાયુના વિકારને કહે છે, જોશીઓ ગ્રહનો કરેલો દોષ કહે છે, મંત્રવાદીઓ ભૂત પ્રેતનો ઉપદ્રવ કહે છે, પરંતુ શુદ્ધ બુદ્ધિવાળા મુનિઓ તો કર્મને જ —કર્મના દોષને જ કહે છે ૩૫

अनिच्छतोऽपि दुःखानि, यथेहायान्ति देहिनः ।
सुखान्यपि तथा मन्ये, चिन्तादैन्येन को गुणः ? ॥३६॥

जैनपञ्चतन्त्र पृ० १६६. श्लो० १५६

આ સંસારમાં નહીં ઇચ્છવા છતાં પણ પ્રાણીને જેમ દુઃખ પ્રાપ્ત થાય છે, તે જ પ્રમાણે સુખ પણ પ્રાપ્ત થાય છે, એમ હું માનું છું, તેથી કરીને ચિંતા અને દીનતા કરવાથી શો ફાયદા ૩૬



# दरिद्रता (१११)

દરિદ્રતાની નિંદાઃ—

प्रसूनमिव निर्गन्धं, तडागमिव निर्जलम् ।
कलेवरमिवाजीवं, को निषेवेत निर्धनम् ? ॥ १ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ४३.

ગંધરહિત પુષ્પને, જળરહિત તળાવને, અને જીવરહિત શરીરને જેમ કોઈ સેવતું નથી, તેમ નિર્ધન પુરુષને કોણુ સેવે ? (કોઇ પણુ સેવતું નથી.) ૧.

अपुत्रस्य गृहं शून्यं, दिशः शून्यास्त्वबान्धवाः ।
मूर्खस्य हृदयं शून्यं, सर्वशून्यं दरिद्रता ॥ २ ॥

भविष्योत्तरपुराण, अ० ६२, श्लो० ८०.

પુત્રરહિત પુરુષનું ઘર શૂન્ય હોય છે, ભાઇ વગેરે બંધુઓથી રહિત એવા પુરુષની દિશાઓ શૂન્ય હોય છે, મૂર્ખ માણસનું હૃદય શૂન્ય હોય છે, અને દરિદ્ર માણસને માટે તો (ઉપર કહ્યું તે) સર્વ શૂન્ય હોય છે. ૨.

दग्धं खाण्डवमर्जुनेन बलिना दिव्यैर्द्रुमैः सेवितं,
दग्धा वायुसुतेन रावणपुरी लङ्का पुनः स्वर्णभूः ।
दग्धः पञ्चशरः पिनाकपतिना तेनाप्ययुक्तं कृतं,
दारिद्र्यं जनतापकारकमिदं केनापि दग्धं न हि ॥ ३ ॥

મનોહર વૃક્ષોવડે વ્યાપ્ત ખાંડવ નામના વનને બળવાન અર્જુને બાળી નાંખ્યું, વાયુના પુત્ર હનુમાને રાવણની નગરી સુવર્ણમય લંકા બાળી નાંખી અને મહાદેવે કામદેવને બાળી નાખ્યો. તે સર્વેએ આ કામ અયોગ્ય કર્યું છે, કેમકે લોકોને પરિતાપ કરનારું આ દારિદ્રય કોઇએ બાળ્યું નહીં. (ખરી રીતે તો દારિદ્રયને જ બાળવા જેવું હતું.) ૩.

**દરિદ્રતાના વખાણઃ—**

हे दारिद्य ! नमस्तुभ्यं, सिद्धोऽहं त्वत्प्रसादतः ।
पश्याम्यहं जगत् सर्वं, न मां पश्यति कश्चन ॥ ४ ॥

હે દારિદ્રય ! હું તારા પ્રસાદથી સિદ્ધ (અદૃશ્યની સિદ્ધિવાળો) થયો છું, તેથી તને નમસ્કાર છે, કારણ કે હું આખા જગતને જોઉં છું, પણ મને કોઇ જોતું નથી. (દરિદ્રી જન સર્વની પાસે ભીખ માગે, પણ તેની સામે કોઇ જુએ નહીં.) ૪.

**દરિદ્રતાનું રહેઠાણઃ—**

धूतपोषी निजद्वेषी, धातुवादी सदालसः ।
आयव्ययस्यानालोची, तत्र तिष्ठाम्यहं सदा ॥ ५ ॥

श्राद्धविधि, पृ० ९५, ( आत्मा० स० )*

( દારિદ્રય કહે [redacted] કે– ) જે મનુષ્ય જુગારનું પોષણ કરે છે, સ્વજનો ઉપર દ્વેષ કરે છે, ધાતુવાદ કરે છે 'ધાતુઓને ધમે છે, નિરંતર આળસુ રહે છે, અને આવક

તથા ખર્ચનો વિચાર કરતો નથી તે મનુષ્યની પાસે હું સદા રહું છું. ૫.

દરિદ્રી મનસ્વીઃ—

अत्यन्तविमुखे दैवे, व्यर्थे यत्ने च पौरुषे ।
मनस्विनो दरिद्रस्य, वनादन्यत् कुतः सुखम् ? ॥ ६ ॥

ભાગ્ય અત્યંત વિપરીત—પ્રતિકૂળ હોય અને તેને લીધે યત્ન અને પુરુષાર્થ વ્યર્થ થતા હોય, તેવે સમયે, દરિદ્રી થયેલા પંડિત પુરુષને વન સિવાય બીજે કયાં સુખ મળે ? ( તેવાને વનવાસ જ યોગ્ય છે. ) ૬.

દરિદ્રી અને ધનીઃ—

द्वाविमौ सलिले पात्यौ, गले बद्ध्वा दृढां शिलाम् ।
धनिनं चाप्रदातारं, दरिद्रं चातपस्विनम् ॥ ७ ॥

જે માણસ ધનવાન છતાં દાન આપતો ન હોય, અને જે માણસ દરિદ્ર ( ધનરહિત ) છતાં તપસ્વી ન હોય, આવા બન્ને માણસને તેના કંઠે મોટી શિલા બાંધીને જળમાં ( સમુદ્ર અથવા કૂવામાં ) નાખવા જોઇએ. ( કેમકે દાન અને તપસ્યા વિનાનું જીવિત નિષ્ફળ છે ). ૭.

દરિદ્રતાનું ફળઃ—

माता निन्दति नाभिनन्दति पिता भ्राता न सम्भाषते,
भृत्यः कुप्यति नानुगच्छति सुतः कान्ता च नालिङ्गति ।

अर्थप्रार्थनशङ्कया न कुरुतेऽप्यालापमात्रं सुहृत्,
तस्माद् द्रव्यमुपार्जयाशु सुमते ! द्रव्येण सर्वे वशाः ॥ ८ ॥

ધનરહિત પુરુષને તેની માતા નિંદે છે, પિતા ચાહતો નથી ( પ્રસન્ન થતો નથી ), ભાઈ વાત કરતો નથી, ચાકર ક્રોધ કરે છે, પુત્ર આજ્ઞામાં રહેતો નથી, ભાર્યા આલિંગન કરતી નથી, અને ' આ મારી પાસે ધનની પ્રાર્થના કરશે ' એવી શંકાથી મિત્ર આલાપ માત્ર પણ ( વાત માત્ર પણ ) કરતો નથી, તેથી કરીને હે સારી બુદ્ધિવાળા, તું શીઘ્ર ધનનું જ ઉપાર્જન કર ! કેમકે ધનથી સર્વે વશ થાય છે ૮

દરિદ્રને દાન આપવું:—

दरिद्रान् भर कौन्तेय !, मा प्रयच्छेश्वरे धनम् ।
व्याधितस्यौषधं पथ्यं, निरुजस्य किमौषधैः ? ॥ ९ ॥

महाभारत.

હે અર્જુન ! તું દરિદ્રનું જ પોષણ કર ! ( જે ) ધનવાન હોય તેમને ધન ન આપ ! ( કેમકે ) જે રોગી હોય તેને જ દવા ગુણકારી થાય છે, નીરોગીને દવાનો શો ઉપયોગ છે ? ૯

## [ दीनता ]

દીનતાનું કારણ:—

अप्रार्थितानि दुःखानि, यथैवायान्ति देहिनाम् ।
सुखानि च तथा मन्ये, दैन्यमत्रातिरिच्यते ॥ १० ॥

भागवत, स्कन्ध ७, श्लो० २०

જેમ પ્રાણીઓને પ્રાર્થના કર્યા વિના જ દુઃખો પ્રાપ્ત થાય છે, તેમ સુખો પણ પ્રાર્થના કર્યા વિના જ પ્રાપ્ત થાય છે. આમ છતાં પણ દુઃખને વખતે દીનતા પ્રાપ્ત થાય છે એટલું અધિક–વિશેષ છે એમ હું માનું છું. ૧૦.

દીનનું લક્ષણઃ—

देहीति भाषते यत्तु, काङ्क्षया कृपणं वचः ।
दारिद्र्याद्दैन्यमापन्नः, स दीनः परिकीर्तितः ॥ ११ ॥

मानसोल्लास, प्रकरण २, अ० १९, श्लो० १३५.

દરિદ્રપણાને લીધે દીનતાને પામેલો જે માણસ ધનની ઈચ્છાથી કોઈની પાસે 'મને આપો' એમ દીન વચન બોલે છે તે માણસ દીન કહેવાય છે. ૧૧.



## स्वतन्त्रता ( ११२ )

### સ્વતંત્રતાની મહત્તાઃ—

स्वतन्त्रो देव ! भूयासं, सारमेयोऽपि वर्त्मनि ।
मा स्म भूवं परायत्तस्त्रिलोकस्यापि नायकः ॥ १ ॥

महाकवि रामचंद्र.

હે દેવ ! હું સ્વતંત્રપણે માર્ગમાંનો કુતરો થાઉં તો તે પણ સારું છે, પરંતુ ત્રણ લોકનો નાયક થઇને પરાધીન રહેવું પડે તેવો હું ન થાઉં ! (અર્થાત્ પરાધીનપણે ત્રણ લોકનો નાથ થવાનું પણ હું સારું માનતો નથી, અને કુતરો થવા છતાં પણ સ્વતંત્ર બની શકતો હોઉં તો તે વધું સારું છે. ) ૧.



## परतन्त्रता ( ११३ )

### પરાધીનનું દુઃખઃ—

अनुभूतं न यद् येन, रूपं नावैति तस्य सः ।
न स्वतन्त्रो व्यथां वेत्ति, परतन्त्रस्य देहिनः ॥ १ ॥

नलविलास, अ० ६, श्लो० ७.

જે મનુષ્યે જે સ્વરૂપ(સુખ–દુઃખાદિક)અનુભવ્યું ન હોય, તે મનુષ્ય તે સ્વરૂપને જાણી શકતો નથી. કેમકે સ્વતંત્ર પુરુષ પરાધીનના દુઃખને જાણી શકતો નથી. ૧.

### કોણ ક્યાં લગી પરતંત્રઃ—

स्वाधीना दयिता सुतावधि सुतोऽमौ षोडशाब्दावधि,
स्यात् कन्या करपीडनावधि सुतस्त्री तद्वशत्वावधि ।
जामाता बहुलार्पितावधि सखा साधुप्रलापावधि,
शिष्यो गुह्यनिरूपणावधि परे चैते धनत्वावधि ॥ २ ॥

आशातरङ्गिणी ( भारवि ), श्लो० ५२.

પુત્ર થતાં સુધી સ્ત્રી પોતાને(પતિને) આધીન રહે છે, પુત્ર પણ સોળ વર્ષનો થાય ત્યાંસુધી પિતાને આધીન રહે છે, કન્યા હોય તો તે પરણ્યા સુધી જ પિતાને આધીન રહે છે, પુત્રની સ્ત્રી હોય તો તેના વશમાં જ્યાં સુધી પોતે રહે ત્યાંસુધી જ તે પોતાને(સસરાને) આધીન રહે છે,

જમાઈ ઘણું ધન આપે ત્યાંસુધી આધીન રહે છે, મિત્ર મધુર વચનથી વાતચીત કરે ત્યાંસુધી આધીન રહે છે, શિષ્ય શાસ્ત્રનું રહસ્ય જણાવે ત્યાંસુધી આધીન રહે છે, અને બાકીના સર્વે મનુષ્યો ધનવાન હોય ત્યાંસુધી પોતાને આધીન રહે છે. ૨






અમૃત સમાનઃ—

अमृतं शिशिरे वह्निरमृतं प्रियदर्शनम् ।
अमृतं राजसम्मानममृतं क्षीरभोजनम् ॥ १ ॥

जैनपञ्चतन्त्र, श्लो० ९८.*

શિયાળામાં અગ્નિ અમૃત સમાન છે, પ્રિય જનનું દર્શન અમૃત સમાન છે, રાજ્યનું સન્માન અમૃત સમાન છે, અને ખીરનું ભોજન અમૃત સમાન છે. ૧.

चेतः सार्द्रतरं वचः सुमधुरं दृष्टिः प्रसन्नोज्ज्वला,
शक्तिः क्षान्तियुता श्रुतं हतमदं श्रीर्दीनदैन्यापहा ।
रूपं शीलयुतं मतिः श्रितनया स्वामित्वमुत्सेकिता—
निर्मुक्तं प्रकटान्यहो नव सुधाकुण्डान्यमून्युत्तमे ॥ २ ॥

प्रबन्धकोश, (जिनवि सं.) पादलिप्तसूरिप्रबन्ध, पृ० १२.

અત્યંત આર્દ્ર—દયાળુ ચિત્ત, સારું મધુર વચન, પ્રસન્નતાવડે ઉજ્જ્વળ દૃષ્ટિ, ક્ષમાસહિત શક્તિ, નીતિયુક્ત મતિ, દીનજનની દીનતાને નાશ કરનારી લક્ષ્મી, શીલયુક્ત રૂપ, મદરહિત યુવાવસ્થા અને ઉદ્ધતાઇરહિત પ્રભુતા, આ નવ અમૃતના કુંડો ઉત્તમ જનને વિષે પ્રગટ જ હોય છે—દેખાય છે. ૨.

# विष ( ११५ )

ખરું વિષઃ—

अन्यासक्ते जने स्नेहः; पारवश्यमथार्थिता ।
अदातुश्च प्रियालापः, कालकूटचतुष्टयी ॥ १ ॥

અન્યના ઉપર આસક્ત થયેલા વિષે સ્નેહ રાખવો, પરવશપણું, યાચના કરવી અને કૃપણ માણસ પાસે પ્રિય વચન બોલવાં; આ ચાર કાળકૂટ વિષ સમાન છે. ૧.

અમૃત છતાં વિષ સમાન.—

विभवो वीतसङ्गानां, वैदग्ध्यं कुलयोषिताम् ।
दाक्षिण्यं वणिजां प्रेम, वेश्यानाममृतं विषम् ॥ २ ॥

उपदेशप्रासाद ( भाषान्तर ), भाग १, पृ० ८९*

વૈભવ અમૃત જેવો સારો હોવા છતાં નિઃસંગ જનોને વિષતુલ્ય છે, ચતુરાઈ અમૃત સમાન છે છતાં તે કુળવંત સ્ત્રીઓને માટે વિષતુલ્ય છે, દાક્ષિણ્ય અમૃત સમાન હોવા છતાં વાણિયાઓને માટે વિષતુલ્ય છે, તથા પ્રીતીનો ગુણ અમૃત જેવો સારો છે પણ વેશ્યાઓને વિષતુલ્ય છે ૨

શું ક્યારે વિષ સમાનઃ—

अनभ्यासे विषं शास्त्रमजीर्णे भोजनं विषम् ।
दरिद्रस्य विषं गोष्ठी, वृद्धस्य तरुणी विषम् ॥ ३ ॥

वृद्धचाणक्यनीति, अध्याय ४, श्लो० १५.

અભ્યાસ વિનાનું શાસ્ત્ર વિષસમાન છે, અજીર્ણમાં ભોજન વિષસમાન છે, દરિદ્ર મનુષ્યની ગોષ્ઠી વિષસમાન છે, અને વૃદ્ધ પુરુષને જુવાન સ્ત્રી વિષસમાન છે. ૩.

## શ્રદ્ધા ( ११६ )

શ્રદ્ધાનું મહત્વઃ—

नास्ति श्रद्धासमं पुण्यं, नास्ति श्रद्धासमं सुखम् ।
नास्ति श्रद्धासमं तीर्थं, संसारे प्राणिनां नृप ! ॥ १ ॥

पद्मपुराण, खण्ड २, अध्याय ४०, श्लो० ७८.

હે રાજા ! આ સંસારમાં પ્રાણીઓને શ્રદ્ધા સમાન બીજું કોઇ પુણ્ય નથી, શ્રદ્ધા સમાન બીજું કોઇ સુખ નથી અને શ્રદ્ધા સમાન બીજું કોઈ ઉત્તમ તીર્થ નથી. ૧.

ચાતકની શ્રદ્ધાઃ—

पयोद हे ! वारि ददासि वा न वा,
त्वदेकचित्तः पुनरेष चातकः ।
वरं महत्या म्रियते पिपासया,
तथापि नान्यस्य करोत्युपासनाम् ॥ २ ॥

उत्तरचातकाष्टक.

હે મેઘ ! તું પાણી આપે કે ન આપે, તોપણ આ ચાતક માત્ર તારે વિષે જ એક ચિત્ત રાખે છે. મોટી તરશવડે મરી જવાય તો તે બહેતર છે, પરંતુ તે બીજાની સેવા કરતો નથી. ( આનું નામ જ સાચી શ્રદ્ધા કહેવાય. ) ૨.




**શંકાથી સિદ્ધિ ન થાયઃ—**

संशेरते ये मनुजाः सदैव, सर्वत्र लोकेषु पदे पदे ते ।
सिद्धिं लभन्ते न कदाऽपि काले, सुनिश्चितस्तु प्रलभेत सिद्धिम्॥१॥

धर्मवियोगमाला, श्लो० ४१.

જે મનુષ્યો ડગલે ને પગલે સંશય-શંકા-વહેમ રાખે છે તેઓ કદી પણ કોઇ જાતની સિદ્ધિ ( સફલતા )ને મેળવી શકતા નથી. જે મક્કમ વિચારના વ્યવસ્થિત મનુષ્યો હોય છે તેઓ જ જગતમાં સફલતા મેળવી શકે છે. ૧.

**શંકાથી નુકસાનઃ—**

अज्ञश्चाश्रद्दधानश्च, संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥ २ ॥

भगवद्गीता, अ० ४, श्लो० ४०.

અજ્ઞાની અને શ્રદ્ધા વગરનો એવો સંશય-શંકાથી ભરેલો આત્મા ( પ્રાણી ) નાશ પામે છે. ( વળી ) શંકાથી ભરેલાને આ લોક કે પરલોકમાં સુખ મળતું નથી. ૨.






**અનર્થનાં કારણઃ—**

यौवनं धनसम्पत्तिः, प्रभुत्वमविवेकिता ।
एकैकमप्यनर्थाय, किमु यत्र चतुष्टयम् ॥ १ ॥

हितोपदेश, प्रस्ताविका, श्लो॰ ११.

યુવાવસ્થા, ધન-સ્વામીપણું અને વિવેકરહિતપણું, આ દરેક અનર્થને માટે છે, તો પછી જે મનુષ્યમાં આ ચારે હોય તેને માટે શું કહેવું ? ૧.

**અનર્થમાં અનર્થઃ—**

एकस्य दुःखस्य न यावदन्तं, गच्छाम्यहं पारमिवार्णवस्य ।
तावद् द्वितीयं समुपस्थितं मे, छिद्रेष्वनर्था बहुलीभवन्ति ॥ २ ॥

जैनपञ्चतन्त्र, पृ० १७१, श्लो॰ १८०

જ્યાં સમુદ્રના પારની જેમ એક દુઃખના પારને હું પામ્યો નથી, ત્યાં તો મને બીજું દુઃખ પ્રાપ્ત થયું, તે યોગ્ય જ છે; કેમકે છિદ્રને વિષે ઘણા અનર્થો થાય છે. ૨.

क्षते प्रहाराः प्रपतन्ति तीव्रा अन्नक्षये दीप्यति जाठराग्निः ।
आपत्सु वैराणि समुच्छलन्ति, छिद्रेष्वनर्था बहुलीभवन्ति ॥ ३ ॥

जैनपञ्चतन्त्र, पृ० १७१, श्लो॰ १८१

ઘાયલ થયેલા અંગ ઉપર તીવ્ર પ્રહારો પડે છે, દુકાળના સમયમાં જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, અને આપત્તિને વખતે વૈરો ઉત્પન્ન થાય છે તે યોગ્ય જ છે; કેમકે છિદ્રને વિષે ઘણા અનર્થો થાય છે. ૩.

## सात व्यसन ( ११९ )

### સાત વ્યસનનાં નામઃ—

द्यूतं च मांसं च सुरा च वेश्या, पापर्द्धिचौर्ये परदारसेवा ।
एतानि सप्त व्यसनानि लोके, घोरातिघोरं नरकं नयन्ति ॥१॥

चित्रमर्षारत्न, भाग २, श्लो० १३२६.

જુગાર, માંસ, મદિરા, વેશ્યા, શિકાર, ચોરી અને પરસ્ત્રીસેવન· આ સાત વ્યસનો લોકને વિષે છે. તે દરેક વ્યસન પ્રાણીને અત્યંત ઘોર નરકમાં લઈ જનારાં છે. ૧.

द्यूत मांसं सुरा वेश्या, पापर्धिश्चौरिका तथा ।
परस्त्रीगमनं चेति, सप्तैव व्यसनानि हि ॥ २ ॥

सप्तव्यसनकथासमुच्चय ( सोमप्रभसूरि ).

જુગાર, માંસ, મદિરા, વેશ્યા, શિકાર, ચોરી અને પરદારાગમન આ સાતે વ્યસનો (કહ્યાં) છે. ૨.

### કયા વ્યસનથી કોને નુકસાન થયુંઃ—

द्यूताद् राज्यविनाशनं नलनृपः प्राप्तोऽथवा पाण्डवा
मद्यात् कृष्णनृपश्च राघवपिता पापर्द्धितो दूषितः ।
मांसाच्छ्रेणिकभूपतिश्च नरके चौर्याद्विनष्टा न के,
वेश्यातः कृतपुण्यको गतधनोऽन्यस्त्रीभृतो रावणः ॥३॥

कुमारपालप्रबन्ध (जिनमण्डन), पृ० ५१ (आत्मा० स०)

જુગારના વ્યસનથી નળરાજા અને પાંડવો રાજ્યથી ભ્રષ્ટ થયા, મદિરાના વ્યસનથી કૃષ્ણમહારાજા વિપત્તિ પામ્યા, શિકારના વ્યસનની રામચંદ્રજીના પિતા દશરથ રાજા દૂષિત થયા, માંસના વ્યસનથી શ્રેણિક મહારાજા નરકે ગયા, ચોરીના વ્યસનથી કોણુ-કોણુ નષ્ટ-ભ્રષ્ટ નથી થયા ? વેશ્યાગમનના વ્યસનથી કૃતપુણ્ય નામનો ધનાઢ્ય શેઠ પણ કંગાળ બની ગયો, અને પરસ્રીગમનના વ્યસનથી રાવણ જેવો બલિષ્ઠ રાજા પણ મરણને શરણ થયો. (માટે આ વ્યસનો અનર્થકારી જાણી તેમનો અવશ્ય ત્યાગ કરવો ) ૩.

## [ જુગાર ]

જુગારનિંદા:—

द्यूतं सर्वापदां धाम, द्यूतं दीव्यन्ति दुर्धियः ।
द्यूतेन कुलमालिन्यं, द्यूताय श्लाघतेऽधमः ॥ ४ ॥

धर्मकल्पद्रुम, पल्लव २, श्लो० ३२.

જુગાર એ દરેક જાતની આફતોનું ઘર છે અને હલકી બુદ્ધિવાળા લોકો જ જુગાર રમે છે. જુગાર રમવાથી કુળ કલંકિત થાય છે, અને અધમ માણસ જ જુગારના વખાણ કરે છે ૪.

द्यूतात् प्रस्विन्नदेहस्य, हृत्स्यते वनगह्वरे ।
आखेटे किं सुखं तत्र, पापरूपे निजात्मनः ॥ ५ ॥

हिंगुलप्रकरण, आखेटप्रक्रम, श्लो०१.

જે શિકારમાં તાપથી શરીર પર પસીનો થાય છે

તથા ભયંકર વનમાં ભ્રમવું પડે છે, એવા પાપરૂપ શિકારમાં પોતાના આત્માને શું સુખ મળતું હશે? ૫.

## જુગારથી ધન ન મળે:—

न च स्याद् द्रोहतः प्रेम, परस्त्रीलम्पटाद्यशः ।
दयया रहितो धर्मो यथा द्यूताद्धनं तथा ॥ ६ ॥

हिंगुलप्रकरण, द्यूतप्रक्राम, श्लो० २.

જેમ દ્રોહથી પ્રીતિ થતી નથી, પરસ્ત્રીના લંપટપણાથી યશ થતો નથી તથા દયા વિના જેમ ધર્મ થતો નથી તેમ જુગારથી ધન મળતું નથી. ૬.

लभेत शं पराधीनात्, तत्त्वबुद्धिं तु मद्यपात् ।
यदा प्रमादतो ज्ञानं, भवेद् द्यूताद्धनं तदा ॥ ७ ॥

हिंगुलप्रकरण, द्यूतप्रक्राम, श्लो० ३.

જો પરાધીનપણાથી સુખ મળે, મદિરા પાન કરનાર માણસ પાસેથી તત્ત્વની બુદ્ધિ મળે, તથા પ્રમાદથી જો જ્ઞાન મળે તો જુગારથી ધન મળે. ૭.

द्यूतान्नलेनापि च राज्यभारममोचि द्रव्यं नृपकोटिभिश्च ।
श्रीमूलदेवप्रमुखैस्तथेह, लभते को द्यूतत एव द्युम्नम् ॥८॥

हिंगुलप्रकरण, द्यूतप्रक्राम, श्लो० ५.

જુગારથી નલ રાજાને રાજ્યભારનો ત્યાગ કરવો પડ્યો તથા શ્રી મૂલદેવ આદિક ક્રોડો રાજાઓને દ્રવ્યનો ત્યાગ કરવો પડ્યો છે, માટે આ દુનિયામાં કોણ જુગારથી દ્રવ્ય મેળવી શકે? ( કોઈ પણ ન મેળવી શકે. ) ૮.

જુગારનો ત્યાગ કરવો:—

द्यूतस्य व्यसनं त्याज्यं, नरेण शुभवाञ्छता ।
हठाद्यदि न मुच्येत, तदा क्लेशपरम्परा ॥ ९ ॥

हिंगुलप्ररण, द्यूतप्रक्रम, श्लो० २.

કલ્યાણને ઇચ્છનારા માણસોએ જુગારના વ્યસનનો ત્યાગ કરવો, અને કદાચ જો હઠથી તેનો ત્યાગ કરવામાં ન આવે તો કલેશોની પરંપરા થાય છે. ૯.

न यन्त्रसाध्यं न च तन्त्रसाध्यं, न मन्त्रसाध्यं न मन्त्रिसाध्यम् ।
एवं विधं द्यूतमतः प्रमोच्यं, नोचेत् यजेत् पाण्डववद्भवेच ॥ १० ॥

हिंगुलप्रकरण, द्यूतप्रक्रम, श्लो० ४.

જુગારને યંત્રથી સાધી શકાતો નથી, તેમજ તંત્ર, મંત્ર અને મંત્રિથી પણ સાધી શકાતો નથી; માટે એવી રીતના જુગારનો ત્યાગ કરવો. જો તેનો ત્યાગ કરવામાં ન આવે તો તે પાંડવોની પેઠે દુઃખદાયી નીવડે છે. ૧૦.

[ शिकार ]

શિકારની નિંદા:—

पदे पदे सन्ति भटा रणोत्कटा न तेषु हिंसारस एष पूर्यते ।
धिगीदृशं ते नृपते ! कुविक्रमं, कृपाश्रये यः कृपणे पतत्त्रिणि ॥११॥

नैषध, सर्ग १, श्लो० १३२.

હંસ કહે છે કે-હે રાજા! રણસંગ્રામને વિષે મહા ઉત્કટ એવા સુભટો ઠેકાણે ઠેકાણે છે, તેમને વિષે તારો

આ હિંસાનો રસ પૂર્ણ થતો નથી, તો આવા તારા ખરાબ પરાક્રમને ધિક્કાર છે, કે જે પરાક્રમ કૃપાના સ્થાનરૂપ અને ગરીબ એવા પક્ષીરૂપ મારે વિષે કરવામાં આવે છે. ૧૧.

**શિકારનું ફળ : નરક:—**

**पुनः पुनः प्रपच्येत, परभवे नरकावनौ ।**
**सततं रुधिरालिप्तकरेणाखेटकारिणा ॥ १२ ॥**

हिंगुलप्रकरण, आखेटप्रक्रम, श्लो० २.

હંમેશા રુધિરથી લીંપાએલ હાથવડે શિકાર કરનારો માણસ પરભવમાં નરકમાં જઇને વારંવાર પકાવાય છે. (અર્થાત્ ત્યાં જઇને તે અત્યંત દુઃખ પામે છે.) ૧.

**आखेटकेषु विध्येरन्, प्राणिनः प्राणिनोऽत्र ये ।**
**नरके तेऽप्यनुविध्येरन्, परत्रेत्यवदज्जिनः ॥ १३ ॥**

हिंगुलप्रकरण, आखेटप्रक्रम, श्लो० ३.

જે પ્રાણીઓ આ જગતમાં શિકારમાં પ્રાણીઓને વીંધે છે તેઓ પરભવમાં નરકમાં જઇને વીંધાય છે એમ શ્રી જિનેશ્વર પ્રભુએ કહ્યું છે ૧૩.

**श्वभ्रद्वाराणि पञ्चैव, द्रोहो हत्या तथा भुवि ।**
**मांसादनं गुरोर्निन्दा, तथाऽऽखेटकपातकम् ॥ १४ ॥**

हिंगुलप्रकरण, आखेटप्रक्रम, श्लो० ४.

આ જગતમાં નરકે જવાનાં પાંચ દ્વારો કહેલાં છે. દ્રોહ-(પરની ઇર્ષા), હત્યા એટલે જીવોની હિંસા, માંસભોજન, ગુરુની નિંદા તથા શિકારથી થએલું પાપ. ૧૪.

શિકારનો નિષેધઃ—

रसातलं यातु यदत्र पौरुषं,
कुनीतिरेषाऽशरणो ह्यदोषवान् ।
निहन्यते यद्बलिनाऽतिदुर्बलो
हहा ! महाकष्टमराजकं जगत् ॥ १५ ॥

नैषध, सर्ग १, श्लो० १८.

આ જગતમાં શરણરહિત અને અપરાધરહિત એવા અત્યંત દુર્બળ પ્રાણીને બળવાન પુરુષ હણે છે, તે કેવળ અનીતિ છે. એવા મનુષ્યને વિષે જે કાંઇ પરાક્રમ હોય તે રસાતળમાં જાઓ, વિનાશ પામો. હહા! મોટા ખેદની વાત છે કે આ જગત રાજારહિત છે. (અનાથ થઇ ગયું છે, કેમકે નિર્દોષ પ્રાણીઓને મારનારાઓને કોઇ રોકતું નથી.) ૧૫.

ઘાસ ખાનારને ન હણાયઃ—

यो दधाति तृणं वक्त्रे, प्रत्यनीकोऽपि मानवः ।
सोऽवध्यः सतां लोके, कथं वध्यास्तृणादनाः॥ १६ ॥

हिङ्गुलप्रकरण. पृ० ३, श्लो० १.

જે માણસ શત્રુ છતાં પણ પોતાના મુખમાં તૃણને ધારણ કરે છે તો તે પણ લોકમાં સત્પુરુષોને અવધ્ય છે, તો જેઓ નિરંતર તૃણનું જ ભક્ષણ કરનારાં છે તેવાં પશુએ કેમ વધ કરવા લાયક હોય ? ૧૬.



## तमाकु ( १२० )

तभाकु निंदा:—

सत्यत्रेताद्वापरेषु, त्रियुगेषु भवेन्न सा ।
इदानीं तु कलौ जाता, तमाखुर्नामतः स्वयम् ॥ १ ॥

જે સત્યયુગમાં, ત્રેતાયુગમાં અને દ્વાપરયુગમાં એ ત્રણે યુગમાં જે ન થઇ તે અત્યારે કલિયુગમાં "તમાકુ"ના નામથી, સ્વયં થઇ છે ૧

તમાકુ પીનાર : નીચઃ—

संन्यासेनात्र किं तस्य, वैराग्येण च किं पुनः ? ।
पीता येन तमाखुर्वै, श्वपचादपि सोऽधमः ॥ २ ॥

स्कन्धपुराण.

જેણે તમાકુ પીધી હોય તેનો સંન્યાસ શુ કામનો અને તેનો વૈરાગ્ય પણ શુ કામનો ? ( કારણ કે ) તે માણસ તો ચાંડાળથી પણ અધમ ગણાય છે ૨

ब्राह्मणाः क्षत्रिया वैश्याः, शूद्राश्च मुनिसत्तमाः ।
श्वपचैः सदृशा ज्ञेयास्तमाखुपानमात्रतः ॥ ३ ॥

તમાકુનુ પાન કરવાથી બ્રાહ્મણો, ક્ષત્રિયો વૈશ્યો, શૂદ્રો અને ઉત્તમ મુનિઓને ચાંડાળ જેવા સમજવા. ૩

**તમાકુથી બધું નકામું:—**

तेषां सन्ध्या वृथा ज्ञानं, वृथा वैराग्यमेव च ।
वृथा योगश्च विप्रेन्द्र ! तमाखुं ये उपासते ॥ ४ ॥

હે વિપ્રેન્દ્ર ! જે પુરુષો તમાકુ વાપરે છે તેમનાં સન્ધ્યા, જ્ઞાન, વૈરાગ્ય અને યોગ એ બધું વ્યર્થ છે. ૪.

गृहस्था नैव ते ज्ञेया नैव ते ब्रह्मचारिणः ।
वानप्रस्था न ते ज्ञेया यतयो न भवन्ति ते ॥ ५ ॥

( જે લોકો ધૂમ્રપાન કરે છે ) તેઓ ગૃહસ્થ નથી, બ્રહ્મચારીઓ નથી અને વાનપ્રસ્થ તેમજ સાધુ પણ નથી. ૫.

यस्तु भृङ्गी तमाखुं च, मद्यं पीत्वा कलौ युगे ।
करोति सुकृतं यद्यत, तत्सर्वं भस्मसाद् भवेत ॥ ६ ॥

ભાંગ, તમાકુ અને મદ્ય પીને આ કળિયુગમાં જે પુરુષ જે કાંઇ સત્કાર્ય કરે છે, તે બધું ભસ્મ થઇ જાય છે. ૬.

स्नातानि येन तीर्थानि, प्रयागादीनि कोटिशः ।
वृथैतानि च सर्वाणि, भृङ्गीपानाच्च नारद ! ॥ ७ ॥

स्कन्धपुराण.

હે નારદ, જેણે પ્રયાગ વગેરે કરોડો—અનેક તીર્થોમાં સ્નાન કર્યું છે તે જો તમાકુ પીએ તો તે બધાં તીર્થો નિરર્થક થાય છે. ૭.

वानप्रस्थेन किं तस्य, संन्यासेनापि किं पुनः ।
ब्रह्मचर्येण किं तस्य, गार्हस्थ्येन च किं पुनः ? ॥ ८

स्कन्धपुरा

( જે તમાકુ પીવે છે ) તેના વાનપ્રસ્થવડે શું, સંન્યાસવડે પણ શું, બ્રહ્મચર્યથી પણ શું અને ગૃહસ્થપણાથી પણ શું ? ( તેનું આ બધું નકામું છે. ) ૮.

તમાકુફળ : નરકઃ—

उपासते तमाखुं वै, कलौ नारद ! ये नराः ।
क्षीणपुण्याः पतिष्यन्ति, महारौरवसञ्ज्ञके ॥ ९ ॥

स्कन्धपुराण.

હે નારદ ! ( આ ) કલિયુગમાં જે તમાકુને સેવન કરે છે તે પુણ્યનો ક્ષય થયેલા માણસો મહારૌરવ નામના નરકમાં પડે છે. ૯.

यस्तमाखुं पिबेत् सोऽपि, स्वाश्रमान्निरये पतेत् ।
नारदास्मिन्न सन्देहः, सत्यं सत्यं मयोदितम् ॥ १० ॥

स्कन्धपुराण.

હે નારદ ! જે માણસ તમાકુ પીવે છે તે પોતાના આશ્રમમાંથી જ નરકમાં પડે છે એમાં શંકા નથી. આ હું સાચેસાચું કહું છું. ૧૦.

तमाखुभृङ्गीमद्यानि, ये पिबन्ति नराधमाः ।
तेषां हि नरके वासो, यावदिन्द्राश्चतुर्दश ॥ ११ ॥

જે નરાધમ પુરુષો તમાકુ, ભાંગ કે મદ્ય પીવે છે, તેમનો ચૌદ ઈંદ્રની અવધિ પર્યંત ( જ્યાંસુધી જગત્ છે ત્યાંસુધી ) નરકમાં વાસ થાય છે. ૧૧.

धर्मभ्रष्टा हि ते ज्ञेयास्तमाखुपानमात्रतः ।
पतन्ति नरके घोरे, रौरवे नाऽत्र संशयः ॥ १२ ॥

જે લોકો તમાકુનું પાન માત્ર કરે છે તેમને ધર્મથી ભ્રષ્ટ થયેલા જાણવા જોઈએ. અને તે ઘોર રૌરવ નામના નરકમાં પડે છે તેમાં જરા ય સંશય નથી. ૧૨.

બીડીનો ત્યાગઃ—

हानिं करोति वित्तस्य, म्लानिं चित्तस्य सर्वथा ।
स्वास्थ्यहर्त्री पिशाची या, बीडी सन्त्यज्यतां जनाः ॥१३॥

હે માણસો ! જે પૈસાને બરબાદ કરે છે, મનને મલિન કરે છે, જે તંદુરસ્તીને હરણ કરનાર રાક્ષસી જેવી છે તે બીડીનો ત્યાગ કરો. ૧૩.





# संयोग ( १२१ )

સંયોગનું સ્વરૂપઃ—

यथा काष्ठं च काष्ठं च, समेयातां महोदधौ ।
समेत्य च व्यपेयातां, तद्वद् भूतसमागमः ॥ १ ॥

જેમ મહાસમુદ્રમાં લાકડે લાકડાં(એક બીજાને) મળે છે અને મળ્યા પછી જુદાં થઈ જાય છે તેમ (સંસારમાં) પ્રાણીઓનો સમાગમ પણ એવો જ સમજવો.૧

સંયોગ દુખનું કારણઃ—

संयोगमूला जीवेन, प्राप्ता दुःखपरम्परा ।
तस्मात् संयोगसम्बन्धं, त्रिविधेन परित्यजेत् ॥ २ ॥

तत्त्वामृत, श्लो० २४२.

સંયોગના કારણથી જીવે દુખની પરંપરા પ્રાપ્ત કરી છે, તેથી ત્રિવિધે એટલે મન, વચન અને કાયાએ કરીને સર્વ સંયોગના સંબંધનો ત્યાગ કરવો.૨.



## वियोग ( १२२ )

વિયોગનું રહસ્યઃ—

अवगच्छति मूढचेतनः, प्रियनाशं हृदि शल्यमर्पितम् ।
स्थिरधीस्तु तदेव मन्यते, कुशलद्वारतया समुद्धृतम् ॥ १ ॥

रघुवंश, सर्ग ८, श्लो० ८८.

પ્રિય(જન કે વસ્તુ)નો નાશ થાય ત્યારે મૂઢબુદ્ધિવાળો પુરુષ તેને પોતાના હૃદયમાં શલ્ય પ્રાપ્ત થયું એમ માને છે. અને સ્થિરબુદ્ધિવાળો પુરુષ તો તે જ પ્રિયના નાશને, કલ્યાણના દ્વારરૂપ ગણીને, હૃદયમાંથી શલ્ય નીકળી ગયેલું માને છે. ૧.

વિયોગનું દુઃખઃ—

आहारो गरलायते प्रतिदिनं हारोऽपि भारायते,
चन्द्रश्चण्डकरायते मृदुगतिर्वातोऽपि वज्रायते ।
आवासो विपिनायते मलयजो लेपः स्फुलिङ्गायते,
हा हन्त ! प्रियविप्रयोगसमयः संहारकालायते ॥ २ ॥

મોટા ખેદની વાત છે કે પ્રિયજનના વિયોગનો જે સમય છે, તે સંહારકાળ(પ્રલયકાળ)ના જેવું આચરણ કરે છે, કેમકે તે વિયોગરૂપી- દાહની શાંતિ માટે કરેલો આહાર હમેશાં વિષ જેવો લાગે છે, હાર વગેરે આભૂષણો

ભારભૂત થાય છે, ચંદ્ર સૂર્ય જેવો (ઉગ્ર) લાગે છે, મંદમંદ વાતોવાયુ પણ વજ્ર જેવો લાગે છે, મહેલ અરણ્ય જેવો લાગે છે અને ચંદનનો લેપ અગારા જેવો લાગે છે. ૨.

વિયોગવગરનો ધન્યઃ—

जयति स पुरुषविशेषो नमोऽस्तु तस्मै त्रिधा त्रिसन्ध्यमपि।
स्वप्नेऽपि येन दृष्टं, नेष्टवियोगोद्भवं दुःखम् ॥ ३ ॥

नलविलास, अङ्क ६, श्लो॰ ५.

જેણે સ્વપ્નમાં પણ પ્રિય જનના વિયોગથી ઉત્પન્ન થતું દુઃખ જોયું જ નથી તે ઉત્તમ પુરુષ જય પામે છે, અને તેને જ મન, વચન અને કાયા—એ ત્રણ પ્રકારે ત્રિકાળ નમસ્કાર હો. ૩.



# मरण ( १२३ )

ભરણનું પ્રાબલ્યઃ—

किं शक्यं सुमतिमताऽपि तत्र कर्तुं,
यत्रासौ व्यसनमहोदधिः कृतान्तः ।
रात्रौ वा दिनसमयेऽथवाऽसमये,
योऽदृश्यः प्रहरति तेन को विरोधः ? ॥ १ ॥

जैनपञ्चतन्त्र, पृ० १६८, श्लो० १७६.

જ્યાં આ કષ્ટના સમુદ્રરૂપ યમરાજ હાજર છે, ત્યાં અત્યંત બુદ્ધિમાન માણસ પણ શું કરી શકે ? જે અદૃશ્યપણે, રાત્રિને સમયે, દિવસને સમયે અને અસમયે એટલે સંધ્યા સમયે દરેક વખતે પ્રહાર કરી રહ્યો છે તેની સાથે શો વિરોધ કરવો ? (તેનો વિરોધ વૃથા છે.) ૧.

श्वःकार्यमद्य कुर्वीत, पूर्वाह्ने चापराह्णिकम् ।
न हि मृत्युः प्रतीक्षेत, कृतं चास्य न वा कृतम् ॥ २ ॥

श्राद्धविधि, पृ० ९९, श्लो० २.

કાલે કરવાનું કાર્ય આજે કરવું જોઇએ. સાંજે કરવાનું સવારમાં કરવું જોઈએ; કારણ કે મૃત્યુ 'એણે કામ કર્યું છે કે નહિ' તેની રાહ જોતું નથી. ૨.

आनन्दाय न कस्य मन्मथकथा कस्य प्रिया न प्रिया,
लक्ष्मीः कस्य न वल्लभा मनसि नो कस्याङ्गजः क्रीडति ?।

ताम्बूलं न सुखाय कस्य न मतं कस्यान्नशीतोदकं ?,
सर्वाशाद्रुमकर्तनैकपरशुर्मृत्युर्न चेत् स्याज्जनोः ॥ ३ ॥

वैराग्यशतक ( पद्मानन्द ), श्लो० २९

જો માણસને સર્વ આશારૂપી વૃક્ષને કાપી નાંખવામાં કુહાડા સમાન મૃત્યુ ન હોય તો કામભોગની કથા કોને આનંદકારક ન થાય ? કોને સ્ત્રી વહાલી ન લાગે ? કોના મનમાં લક્ષ્મી પ્રીતિ ન ઉપજાવે ? કોના મનમાં પુત્રક્રીડા ન કરે ? કોને પાન સુખ ન ઉપજાવે ? અને અન્ન તથા શીતળ પાણી કોને ઇષ્ટ ન લાગે ? ૩.

सर्वभक्षी कृतान्तोऽयं, सत्यं लोके निगद्यते ।
रामदेवादयो धीराः, सर्वे क्वाप्यन्यथा गताः ॥ ४ ॥

वैराग्यशतक (पद्मानन्द), श्लो० ३८.

'આ યમરાજ સર્વનું ભક્ષણ કરનાર છે' એમ લોકમાં જે કહેવાય છે તે સત્ય જ છે. જો એમ ન હોય તો રામદેવ-રામચંદ્ર વગેરે ધીર પુરુષો કયાં ગયાં ? ૪.

भट्टो नष्टो भारविश्चापि नष्टो
भिक्षुर्नष्टो भीमसेनोऽपि नष्टः ।
भूकुण्डोऽहं भूपतिस्त्वं च राजन् !,
भम्भापङ्क्तौ कालचक्रं प्रविष्टम् ॥ ५ ॥

કુમારિલ ભટ્ટ ( મીમાંસક ) નાશ પામ્યો છે, ( કિરાતનો કર્તા ) ભારવિ કવિ પણ નાશ પામ્યો છે, ભિક્ષુ ( સાંખ્ય ) નાશ પામ્યો છે, ભીમસેન પણ નાશ પામ્યો

છે, હે રાજા ! હું ભૂકુંડ અને તમે ભૂપતિ એ બે બાકી છીએ; પરંતુ ભકારવાળા નામની પંક્તિમાં કાળચક્ર (મરણ) પેઠું છે, તે મૂકશે નહીં. ૫.

## મરણનું અવશ્યંભાવિપણું:—

वध्यस्य चौरस्य यथा पशोर्वा, सम्प्राप्यमाणस्य पदं वधस्य ।
शनैः शनैरेति मृतिः समीपं, तथाऽखिलस्येति कथं प्रमादः ? ॥६॥

अध्यात्मकल्पद्रुम, अधिकार ६, पृ० ६१, श्लो० ६.

ફાંસીની સજા પામેલ ચોરને અથવા વધ કરવાના સ્થાનકે લઇ જવાતા પશુને મૃત્યુ ધીમે ધીમે નજીક આવતું જાય છે તેવી જ રીતે સર્વને મૃત્યુ નજીક આવતું જાય છે. ત્યારે પછી પ્રમાદ કેવી રીતે થાય? ૬.

श्वःकार्यमद्य कुर्वीत, पूर्वाह्णे चापराह्णिकम् ।
न हि प्रतीक्षते मृत्युः, कृतमस्य न वा कृतम् ।

महाभारत, शान्तिपर्व, अ० १७४, श्लो० १५.

આવતી કાલે કરવાનું કામ આજે જ કરી લેવું જોઇએ, અને બપોર પછી કરવા ધારેલું કાર્ય દિવસના પહેલા ભાગમાં (સવારમાં) કરી લેવું જોઇએ, કારણ કે આ પ્રાણીએ કાર્ય કરી લીધું છે કે નહીં એની મૃત્યુ રાહ જોતું નથી. ૭.

जातमात्रश्च म्रियते, बालभावेऽथ यौवने ।
मध्यमं वा वयः प्राप्य, वार्धके वा ध्रुवा मृतिः ॥ ८ ॥

विष्णुपुराण, अंश ६, श्लो० ५१.

કોઈ પ્રાણી જન્મ પામે કે તરત જ મરી જાય છે, કોઈ બાલ્યાવસ્થામાં મરે છે, કોઈ યુવાવસ્થામાં મરે છે, કોઈ મધ્યમ વયને પામીને મરે છે, અને કોઈ વૃદ્ધાવસ્થામાં મરે છે; પરંતુ મૃત્યુ દરેકનું અવશ્ય છે જ. ૮

अत्यन्तं कुरुतां रसायनविधिं वाक्यं प्रियं जल्पतु,
वार्धेः पारमियर्तु गच्छतु नभो देवाद्रिमारोहतु ।
पातालं विशतु प्रसर्पतु दिशं देशान्तरं भ्राम्यतु,
न प्राणी तदपि प्रहर्तुमनसा सन्त्यज्यते मृत्युना ॥ ९ ॥

सुभाषितरत्नसन्दोह, श्लो० ३०७.

અત્યંત રસાયનની વિધિ કરો-એટલે કે રસાયનનું સેવન કરો, પ્રિય વચન બોલો, સમુદ્રને સામે કિનારે જાઓ, આકાશમાં ગતિ કરો, મેરુ પર્વત પર આરોહણ કરો, પાતાલમાં પેસી જાઓ, દિશામાં ભરાઈ જાઓ, અને દેશાંતરમાં ભ્રમણ કરો, તોપણ પ્રાણીને પ્રહાર કરવાની ઇચ્છાવાળો મૃત્યુ ત્યાગ કરતો નથી-છોડતો નથી. ૯

मूर्खैर्ज्ञैस्तरुणजरठैर्ब्राह्मणैरन्त्यजातैः,
पौरैर्ग्राम्यैर्नरपतिवरैर्निर्गृहैर्निःस्वकैश्च ।
प्रातः सायं नियमिततयाऽभ्यर्चितो भक्तिभावाद्
हा हा चाहा हतकलियुगे कर्षति प्राणवित्तम् ॥ १० ॥

વિદ્વાન અને મૂર્ખ, જુવાન અને વૃદ્ધ, બ્રાહ્મણ અને ચંડાળ, ગામડિયા અને નગરવાસી, તથા શ્રેષ્ઠ રાજાઓ અને ઘર વિનાના તથા નિર્ધન, આ સર્વ જનો ભક્તિથી પ્રાતઃકાળ અને સાયંકાળે નિયમિતપણે પૂજા કરે, તોપણ

ખેદની વાત છે કે યમરાજ-મૃત્યુ-આ અધમ કલિયુગને વિષે પ્રાણીઓના પ્રાણરૂપી ધનને ખેંચી લે છે. ૧૦.

रोगेषु वैद्यस्तमसि प्रदीपो, वह्न्यादि शीते कुपिते क्षमा च ।
मृत्युं विना तदिकल नास्ति वस्तु, किञ्चित् त्रिलोक्यां यदुपायशून्यम्
॥ ११ ॥

રોગોને વિષે વૈદ્ય ઉપાય છે-રોગનો ઉપાય વૈદ્ય છે, અંધકારનો ઉપાય દીવો છે, ટાઢ દૂર કરવાનો ઉપાય અગ્નિ વગેરે છે, અને કોપ પામેલાનો ઉપાય ક્ષમા છે, માત્ર એક મૃત્યુ સિવાય આ ત્રણ લોકમાં એવી કોઇ પણ વસ્તુ નથી કે જેનો ઉપાય ન હોય. ( સર્વનો ઉપાય છે, માત્ર એક મૃત્યુને દૂર કરવાનો ઉપાય નથી ) ૧૧.

મરણનાં કારણઃ—

अनुचितकार्यारम्भः, स्वजनविरोधो बलीयसा स्पर्धा ।
प्रमदाजनविश्वासो मृत्युद्वाराणि चत्वारि ॥ १२ ॥

हितोपदेश, सुहृद्भेद, श्लो० १५१.

અયોગ્ય કાર્યનો આરંભ, સ્વજનની સાથે વિરોધ, બળવાનની સ્પર્ધા અને સ્ત્રીજનનો વિશ્વાસ; આ ચાર મૃત્યુનાં દ્વાર છે. ૧૨.

शस्त्राग्निजलश्वापदविसूचिकाज्वराद्यहिविषादिभिः ।
जर्जरमिदं शरीरमुपक्रमैर्बहुविधैः ( याति ) ॥ १३ ॥

શસ્ત્ર, અગ્નિ, જળ, શિકારી પશુ, વિસૂચિકા (અજીર્ણ), જ્વરાદિક વ્યાધિ, સર્પ અને વિષ ( અથવા સર્પનું વિષ )

ઈત્યાદિક ઘણા પ્રકારના ઉપક્રમો( ઉપઘાતો )વડે આ શરીર જીર્ણ થઈને નાશ પામે છે. ૧૩.

अवलोक्यो न चादर्शो मलिनो बुद्धिमन्नरैः ।
न च रात्रौ महाराज ! दीर्घमायुरभीप्सता( प्सुभिः ) ॥१४॥

महाभारत, विराटपर्व, अध्याय ३२, श्लो० २८.

હે મહારાજ ! દીર્ઘ આયુષ્યની ઇચ્છાવાળા બુદ્ધિમાન મનુષ્યોએ મલિન અરિસામાં પોતાનુ મુખ જોવું નહીં, તથા રાત્રિએ પણ જોવું નહીં. ( કારણ કે તેમ કરવાથી મરણ નજીક આવે છે. ) ૧૪.

**પ્રિયજનનું મરણઃ—**

द्रव्यनाशे तथोत्पत्तौ, पालने च तथा नृणाम् ।
भवन्त्यनेकदुःखानि, तथैवेष्टविपत्तिषु ॥ १५ ॥

विष्णुपुराण, अध्याय ६, श्लो० ५४.

દ્રવ્યના નાશમાં, તેની ઉત્પત્તિમાં–ઉપાર્જન કરવામાં તથા તેનું રક્ષણ કરવામા મનુષ્યોને અનેક દુઃખો પ્રાપ્ત થાય છે. તે જ પ્રમાણે પ્રિયજનના મરણને વિષે પણ અનેક દુઃખો પ્રાપ્ત થાય છે. ૧૫

**મરણની આગાહીઃ—**

तिलकं द्रष्टुमादर्शो मङ्गलाय च वीक्ष्यते ।
दृष्टे देहे शिरोहीने, मृत्युः पञ्चदशे दिने ॥ १६ ॥

विवेकविलास, उल्लास १, श्लो० ७६.

કપાળમાં કરેલા તિલકને જોવા માટે તથા મંગળને

માટે અરિસો જોવાય છે-અરિસામાં પોતાનું મુખ જોવાય છે. તેમાં જો શરીર મસ્તકરહિત જોવામાં આવે તો પંદરમે દિવસે મરણ થાય છે. ૧૬.

स्नातस्य विकृता छाया, दन्तघर्षः परस्परम् ।
देहे च शवगन्धश्चेन्मृत्युस्तद्दिवसत्रये ॥ १७ ॥

विवेकविलास, उल्लास २, श्लो० १०.

સ્નાન કર્યા પછી જો શરીરની છાયા વિકારવાળી-વિકરાળ દેખાય, દાંતોનું પરસ્પર ઘર્ષણ-ઘસાવું થાય, અને શરીરને વિષે શબની જેવો દુર્ગંધ આવે, તો ત્રણ દિવસમાં તેનું મરણ થાય છે. ૧૭.

स्नातमात्रस्य चेच्छोषो वक्षस्यङ्घ्रिद्वयेऽपि च ।
षष्ठे दिने तदा ज्ञेयं, पञ्चत्वं नात्र संशयः ॥ १८ ॥

विवेकविलास, उल्लास २, श्लो० ११.

સ્નાન કર્યા પછી તરત જ જો છાતી અને બન્ને પગ સુકાઈ જાય, તો છટ્ઠે દિવસે તેનું મરણ થાય એમ જાણવું, તેમાં સંશય નથી. ૧૮.

कृष्णरक्ताम्बरां नारीं, कृष्णरक्तानुलेपिताम् ।
अवगूहति यः स्वप्ने, तस्य मृत्युं समादिशेत् ॥ १९ ॥

रत्नचूडकथा, श्लो० ४१.

જે પુરુષ સ્વપ્નમાં કાળા અને લાલ રંગના વસ્ત્ર પહેરેલી; તથા કાળા અને લાલ રંગના પદાર્થથી વિલેપન કરાયેલી સ્ત્રીનું આલિંગન કરે તેનું મરણ થાય. ૧૯.

करालं विकटं मुण्डं, कृष्णं नग्नं च पिङ्गलम् ।
हसन्तं पश्यति स्वप्ने, यस्तस्य मृतिमादिशेत् ॥ २० ॥

रत्नचूडकथा, श्लो० ४९.

જે મનુષ્ય સ્વપ્નમાં બિહામણો, વિકારવાળો, મુંડો, કાળો, નગ્ન, પિંજરો કે હસતો દેખે; તેનું મરણ સમજવું. ૨૦.

મરણનું વિસ્મરણઃ—

करिष्यामि करिष्यामि, करिष्यामीति चिन्तया ।
मरिष्यामि मरिष्यामि, मरिष्यामीति विस्मृतम् ॥ २१ ॥

उद्धृतसागर, प्रवाह ३, श्लो० १४६.

હું અમુક કામ કર્યા પછી અમુક કામ કરીશ, કરીશ, કરીશ, એવી ચિંતા ( વિચાર ) હોવાથી હું મરવાનો છું, મરવાનો છું, મરવાનો છું એ વાત તો વિસ્મૃત થઈ. ( સાંસારિક કાર્યમાં મગ્ન હોવાથી પ્રાણી મરવાનું ભૂલી જાય છે. ) ૨૧.

જીવતાં છતાં મરેલાંઃ—

दुष्टा भार्या शठं मित्रं, भृत्यश्चोत्तरदायकः ।
ससर्पे च गृहे वासो मृत्युरेव न संशयः ॥ २२ ॥

वृद्धचाणक्यनीति, अध्याय १, श्लो० ५.

દુષ્ટ સ્ત્રી, શઠતાવાળો ( લુચ્ચો ) મિત્ર, સામું બોલનાર નોકર અને સર્પવાળા ઘરમાં વાસ; આ સર્વથી મૃત્યુ જ થાય છે તેમાં કંઈ સંશય નથી. ( એ સર્વે

મૃત્યુનાં સ્થાન છે. તેમનાથી દૂર રહેવું, તેજ કલ્યાણ-કારક છે. ) ૨૨.

जीवन्तो मृतकाः पञ्च, श्रूयतां किल नारद ।
दरिद्रो व्याधितो मूर्खः, प्रवासी नित्यसेवकः ॥ २३ ॥

विक्रमचरित्र, भाग २, श्लो० ८९३.*

હે નારદ! તમે સાંભળોઃ-દરિદ્ર, રોગી, મૂર્ખ, પ્રવાસી અને નિત્ય સેવકઃ આ પાંચ મનુષ્યો જીવતાં છતાં મરેલા છે, એમ જાણવું. ૨૩.

रोगी चिरप्रवासी परान्नभोजी परावसथशायी ।
यज्जीवति तन्मरणं, यन्मरणं सोऽस्य विश्रामः ॥ २४ ॥

कविताकौमुदी, भाग ३, पृ० ४७५, श्लो० ४.

નિરંતર રોગી, ચિરકાળ સુધી પ્રવાસ કરનાર-કાસ-દીયું કરનાર અથવા પરદેશમાં જ રહેનાર, પારકા અન્નનું ભોજન કરનાર અને બીજાના મકાનમાં શયન કરનાર; આવો મનુષ્ય જે જીવે છે તે તેનું મરણ છે, અને તેનું જે મરણ છે તે તેની વિશ્રાંતિ-સુખ છે. ૨૪.

ઉત્તમ મરણઃ—

सञ्चिततपोधनानां, नित्यं व्रतनियमसंयमरतानाम् ।
उत्सवभूतं मन्ये, मरणमनपराधवृत्तीनाम् ॥ २५ ॥

उमास्वाति वाचक.

જેઓએ તપરૂપી ધન એકઠું કર્યું હોય, જેઓ નિરંતર વ્રત, નિયમ અને સંયમને વિષે તત્પર હોય, તથા જેઓની વૃત્તિ-આજીવિકા નિર્દોષ હોય એવા યોગી-

એનું મરણ ઉત્સવરૂપ છે, એમ હું માનું છું. ૨૫

धीरेण कातरेणापि, मर्तव्यं खलु देहिना ।
तन्म्रियेत तथा धीमान्, न म्रियेत यथा पुनः ॥ २६ ॥

त्रिषष्टि०, पर्व १०, सर्ग १, श्लो० २५५.

ધીર કે બીકણ દરેક પ્રાણીને મરવાનું અવશ્ય છે, તેથી બુદ્ધિમાન પુરુષે એવી રીતે મરવું જોઇએ કે જેથી ફરીથી મરવાનું આવે જ નહીં. ૨૬.

मर्तव्यं कातरेणापि, धीरेणापि च भूस्पृशा ।
द्विधाऽपि नियते मृत्यौ, धीरैर्भाव्यं मनस्विभिः ॥२७॥

उत्तराध्ययनसूत्र टीका (भावविजय), अध्ययन २, पृ० ६०.

કાયર મનુષ્યે પણ મરવાનું છે અને ધીર પુરુષે પણ મરવાનું છે. બન્નેને વિષે મૃત્યુ જ્યારે નિશ્ચયથી જ છે ત્યારે મનસ્વી પુરુષોએ ધીર જ થવું યોગ્ય છે. ૨૭

स सदा जीवते लोके, पवित्रो यश्चरित्रतः ।
विशिष्टग्रन्थकर्ता च, लोकसेवी मृताः परे ॥ २८ ॥

*मुनि हिमांशुविजय*

જે ચારિત્રથી પવિત્ર છે, વિશિષ્ટ ગ્રંથોનો રચનાર છે તથા જગતની નિઃસ્વાર્થ સેવા કરનાર છે તે જગતમાં હમેશને માટે જીવતો છે, બાકીનાં બધાં મરેલાં છે. ૨૮.

**મરણથી બીને ધર્મ કરવો:—**

चन्द्रादित्यपुरन्दरक्षितिधरश्रीकण्ठसीर्यादयो
ये कीर्तिद्युतिकान्तिधीधनबलप्रख्यातपुण्योदयाः ।

स्वे स्वे तेऽपि कृतान्तदन्तकलिताः काले व्रजन्ति क्षयं,
किं चान्येषु कथा सुचारुमतयो धर्मे मतिं कुर्वताम् ।२९।

सुभाषितरत्नसन्दोह, श्लो० २९९.

આ સંસારમાં સર્વથી અધિક કીર્તિ, દ્યુતિ, કાંતિ, બુદ્ધિ, ધન, બળ અને પ્રખ્યાત પુણ્યના ઉદયવાળા ચંદ્ર, સૂર્ય, દેવેંદ્ર, રાજેંદ્ર, વાસુદેવ અને બળરામ વગેરે પણ પોતપોતાના સમયે એટલે આયુષ્યને છેડે યમરાજની દાઢમાં દબાઇને ક્ષય-મૃત્યુ પામ્યા છે, તો પછી બીજા પ્રાણીઓને માટે તો શી વાત કરવી ? તેથી ઉત્તમ બુદ્ધિમાન પુરુષોએ ધર્મમાં જ મતિ કરવી યોગ્ય છે. ૨૯.

## મરણથી કોણ ન બીવે—

मृत्योर्बिभ्यति ते बाला ये स्युः सुकृतवर्जिताः ।
पुण्यवन्तो नराः सर्वे, मृत्युं प्रियतमातिथिम् ॥ ३० ॥

उद्धरसागर, प्रवाह १, श्लो० १४५.

જેઓ સુકૃત ( પુણ્ય ) રહિત હોય છે, તે જ બાળો મૃત્યુથી ભય પામે છે; પરંતુ સર્વે પુણ્યવાન પુરુષો તો મૃત્યુને અત્યંત વહાલા અતિથિરૂપ માને છે. ૩૦.





# समय ( १२४ )

સમય : સાચો શિક્ષક:—

शिक्षकः सर्वलोकानां, समयोऽस्ति बलादपि ।
तदाज्ञाभञ्जको लोकः, शिक्ष्यते हि पदे पदे ॥ १ ॥

मुनि हिमांशुविजय.

સમય ( જમાનો ) એ બધા લોકોને બળપૂર્વક ( ઇચ્છાથી કે અનિચ્છાથી ) ઠેકાણે લાવનાર શિક્ષક છે. તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર લોક ડગલે ને પગલે માર ખાય છે. ૧.

કયા સમયે શું મેળવવું:—

प्रथमे नार्जिता विद्या, द्वितीये नार्जितं धनम् ।
तृतीये न तपस्तप्तं, चतुर्थे किं करिष्यति ? ॥ २ ॥

सुबोधचन्द्रोदय ( कालिदास ), श्लो० ८२.

જેણે પહેલી ઉમરમાં વિદ્યા ઉપાર્જન કરેલ નથી, બીજી વયમાં ધન પેદા કર્યું નથી, ત્રીજી અવસ્થામાં તપશ્ચર્યા કરી નથી તે છેલ્લી ઉમરમાં શું કરશે ? ૨.

વર્તમાન સમયનો જ વિચાર કરવો:—

गते शोको न कर्तव्यो भविष्ये नैव चिन्तयेत् ।
वर्तमानेन योगेन, वर्तन्ते हि विचक्षणाः ॥ ३ ॥

उपदेशप्रासाद, भाग २, पृ० १४१.*

ગયેલી બાબતોનો શોક કરવો નહીં અને આવતી બાબતનો વિચાર કરવો નહીં, કારણ કે પંડિત પુરુષો વર્તમાન કાળના યોગવડે જ વર્તે છે. ૩.

## કોણ કેવી રીતે સમય વીતાવેઃ—

काव्यशास्त्रविनोदेन, कालो गच्छति धीमताम् ।
व्यसनेन हि मूर्खाणां, निद्रया कलहेन वा ॥ ४ ॥

जैनपञ्चतन्त्र, पृ० १६७, श्लो० १७१*

બુદ્ધિમાન પુરુષોનો કાળ કાવ્ય અને શાસ્ત્રનો વિનોદ કરવામાં જ જાય છે, અને મૂર્ખ જનોનો કાળ દ્યૂતાદિક વ્યસન, નિદ્રા અને કલહ કરવામાં જ જાય છે. ૪.

## સમય ન ઓળખવાનું ફળઃ—

धावन् प्रवेगं पवनस्य सम्मुखं, यथा जनो याति पराभवं भुवि ।
तथैव जिह्मः समयात् पराङ्मुखो दुःखं पराभूतिमकीर्तिमेति च ।५।

मुनि हिमांशुविजय.

સુસવાટા કરતો જોરથી પવન ચાલતો હોય ને તેની સામે જો મનુષ્ય દોડે તો જેમ પરાભવ પામે છે (ધારેલ વેગથી ગતિ કરી શકતો નથી અથવા પડી જાય છે) તેમ સમયને ઓળખ્યા વગર કોઈ ધીઠો થઇ કાર્ય કરે તો દુઃખ, પરાભવ અને અપજસને મેળવે છે. ૫.

देशं कालं कार्यं, परमात्मानं च यो न जानाति ।
अविमृश्य यः करोति च, न स फलमाप्नोति वै मूर्खः ॥६॥

पञ्चतन्त्र, पृ० ६७, श्लो० २५८.

જે મનુષ્ય દેશને, કાળને, કાર્યને, અન્યને અને પોતાને જાણતો નથી, તથા જે વિચાર્યા વિના કાર્ય કરે છે, તે મૂર્ખ માણસ ફળને પામતો નથી. ૬.

## સંધ્યા સમયનું સ્વરૂપ—

अर्कऽर्घास्तमिते यावन्नक्षत्राणि नमस्तले ।
द्वित्राणि नैव वीक्ष्यन्ते, तावत्सायं विदुर्बुधाः ॥ ७ ॥

*विवेकविलास, उल्लास ४, श्लो० ८.*

સૂર્ય અડધો અસ્ત થયા પછી જ્યાંસુધી આકાશમાં બે ત્રણ નક્ષત્રો જોવામાં ન આવે તેટલા સમયને પંડિત લોકો સાયંકાળના નામથી ઓળખે છે. ૭.

## સમય વીત્યે નકામું—

कालातीतं तु यत् कुर्याच्छ्राद्धं होमं जपं तथा ।
व्यर्थीभवति तत् सर्वममृते तु विषं यथा ॥ ॥ ८ ॥

*संस्कारभास्कर, पृ० ३७.*

કાળનું ઉલ્લંઘન કરીને જે શ્રાદ્ધ, હોમ કે જપ કરવામાં આવે તે સર્વ અમૃતને વિષે વિષની જેમ વ્યર્થ થાય છે. ૮.

निर्वाणदीपे किमु तैलदानं, चौरे गते वा किमु सावधानम् ? ।
वयोगते किं वनिताविलासः, पयोगते किं खलु सेतुबन्धः ? ॥९॥

*चारित्रतरङ्गिणी ( माघ कवि ), श्लो० ६२.*

દીવો બુઝાઈ ગયા પછી તેમાં તેલ પૂરવાથી શું ફળ ? ચોર ગયા પછી સાવધાન થવાનું શું ફળ ? યુવાવસ્થા ગયા પછી સ્ત્રીના વિલાસનું શું ફળ ? અને પાણી ગયા પછી પાળ

બાંધવાનું શું ફળ? (આ સર્વ અવસર વિનાનાં કાર્યો નિષ્ફળ જાય છે.) ૯.

यावत् स्वस्थमिदं शरीरमरुजं यावज्जरा दूरतो
यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत्क्षयो नायुषः ॥
आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान्,
सन्दीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः ? ॥ १० ॥

वैराग्यशतक (भर्तृहरि), શ્લો૦ ૭૫.

જ્યાંસુધી આ શરીર સ્વસ્થ અને નીરોગી છે, જ્યાં સુધી વૃદ્ધાવસ્થા દૂર છે, જ્યાંસુધી ઈંદ્રિયોની શક્તિ હણાયેલી નથી, અને જ્યાંસુધી આયુષ્યનો ક્ષય થયો નથી. ત્યાં સુધી વિદ્વાન પુરુષે આત્મકલ્યાણને માટે મોટો પ્રયત્ન કરવો યોગ્ય છે, કેમકે ઘરમાં અગ્નિ લાગ્યા પછી કૂવા ખોદવાનો ઉદ્યમ કરવો તે કેવો?–શું કામનો? વ્યર્થ છે. ૧૦

## [ कलियुग ]

કલિયુગનો પ્રભાવ:—

धर्मः पर्वगतस्तपः प्रचलितं सत्यं च दूरे गतं,
पृथ्वी मन्दफला नराः कपटिनश्चित्तं च शाठ्यर्जितम् ।
राजानोऽर्थपरा न रक्षणपराः पुत्राः पितुर्द्वेषिणः,
साधुः सीदति दुर्जनः प्रभवति प्राप्ते कलौ दुर्युगे ॥ ११ ॥

महाभारत, अन्तिम पर्व, अध्याय ८६, શ્લો૦ ८२ *

દુષ્ટ કળિયુગ પ્રાપ્ત થયેલો હોવાથી ધર્મ પર્વ દિવસોમાં જ રહી ગયો છે, તપ અત્યંત જતો રહ્યો છે, સત્ય દૂર ગયું છે, પૃથ્વી

અલ્પ ફળવાળી-રસકસરહિત થઇ છે, માણસો કપટી થયા છે, ચિત્ત શઠતાથી જીતાયું છે-ચિત્તમાં શઠતા પેસી ગઇ છે, રાજાઓ ધન લેવામાં જ તત્પર થયા છે પણ રક્ષણ કરવામાં તત્પર નથી, પુત્રો પિતાના ઉપર દ્વેષી થયા છે, સજ્જન પુરુષ સીદાય છે-દુઃખી થાય છે; અને દુર્જન પુરુષ સમર્થ થાય છે. ૧૧.

निर्बीजा पृथिवी गतौषधिरसा विप्रा विकर्मस्थिता
राजानोऽर्थपराः कुधर्मनिरता नीचा महत्त्वं गताः ।
भार्या भर्तृषु वञ्चनैकहृदयाः पुत्राः पितुर्द्वेषिणः,
इत्येवं समुपागते कलियुगे धन्यः स्थितिं नो त्यजेत् ॥१२॥

धर्मकल्पद्रुम, पृ० १, श्लो० १५. (म. स.)*

પૃથ્વી બીજરહિત થઇ, ઔષધિ-ધાન્યાદિક રસરહિત થઇ, બ્રાહ્મણો અકાર્ય કરવામાં પ્રવર્ત્યા, રાજાઓ ધન લેવામાં અને અધર્મમાં આસક્ત થયા, નીચ પુરુષો મોટાઇને પામ્યા-ધનિક થયા, સ્ત્રીઓનું હૃદય પતિને છેતરવામાં જ તત્પર થયું, તથા પુત્રો પિતા ઉપર દ્વેષ કરવા લાગ્યા. આ પ્રમાણે કલિયુગ પ્રાપ્ત થયો છે, તેમાં કાઇ ધન્ય પુરુષ જ પોતાની સન્માર્ગની સ્થિતિનો ત્યાગ કરતો નથી ૧૨.

सन्तः क्वापि न सन्ति सन्ति यदि वा दुःखेन जीवन्ति ते,
विद्वांसोऽपि न सन्ति सन्ति यदि वा मात्सर्ययुक्ताश्च ते ।
राजानोऽपि न सन्ति सन्ति यदि वा लोभाद्धनग्राहिणो
दातारोऽपि न सन्ति सन्ति यदि वा सेवानुकूलाः क्षितौ ॥१३॥

આ પૃથ્વી ઉપર કોઇ પણ ઠેકાણે સત્પુરુષો છે જ નહીં, કદાચ તે હોય તો તેઓ દુઃખે કરીને જીવે છે. વિદ્વાન પુરુષો પણ છે નહીં, કદાચ તેઓ હોય તો તેઓ પરસ્પર ઈર્ષ્યાવાળા હોય છે. રાજાઓ પણ છે નહીં, કદાચ હોય તો તેઓ લોભથી ધનને જ ગ્રહણ કરનારા છે: અને દાતાર જનો પણ નથી, કદાચ હોય તો તેઓ સેવાને અનુકૂળ છે એટલે તેમની સેવા કરનારને જ તેઓ દાન આપે છે. ૧૩.





# जय (१२५)

જયનાં સાધનોઃ—

उद्यमः साहसं धैर्यं, बलं बुद्धिः पराक्रमः ।
षडेते यस्य विद्यन्ते, तस्य देवोऽपि शङ्कते ॥ १ ॥

धर्मप्रकाश (माघकवि), पृ० २०९.

ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ અને પરાક્રમ: આ છ જેનામાં હોય તેનાથી દેવ પણ શંકા પામે છે–તેને દેવ પણ જીતી શકતો નથી. ૧.

શું શાથી જીતાયઃ—

कारुण्येन हता वधव्यसनिता सत्येन दुर्वाच्यता,
सन्तोषेण परार्थचौर्यपटुता शीलेन रागान्धता ।
नैर्ग्रन्थ्येन परिग्रहग्रहिलता यैर्यौवनेऽपि स्फुटं,
पृथ्वीयं सकलाऽपि तैः सुकृतिभिर्मन्ये पवित्रीकृता ॥ २ ॥

वैराग्यशतक (पद्मानन्द), श्लो० २०.

જે પુરુષોએ યુવાવસ્થાને વિષે પણ સ્ફુટ રીતે હિંસા-(શિકાર)ના વ્યસનનો દયાવડે નાશ કર્યો છે, સત્ય વ્રતવડે નિંદાનો ત્યાગ કર્યો છે, સંતોષવ્રતવડે પરધનની ચોરીની કુશળતાનો ત્યાગ કર્યો છે, બ્રહ્મચર્યવ્રતવડે કામાંધપણાનો ત્યાગ કર્યો છે, અને નિર્ગ્રંથપણાવડે (ચારિત્રવડે) પરિગ્રહના ઘેલાપણાનો ત્યાગ કર્યો છે, તેવા પુણ્યશાળી પુરુષોએ આ સમગ્ર પૃથ્વી પવિત્ર કરી છે એમ હું માનું છું. ૨.

સાચો જય—

क्रोधाद्युग्रचतुष्कषायचरणो व्यामोहहस्तः मखे !,
रागद्वेषनिशातदीर्घदशनो दुर्वारमारोद्धुरः ॥
सज्ज्ञानाङ्कुशकौशलेन स महामिथ्यात्वदुष्टद्विपो
नीतो येन वशं वशीकृतमिदं तेनैव विश्वत्रयम् ॥ ३ ॥
वैराग्यशतक (पद्मानन्द), श्लो० २५.

ક્રોધાદિક ઉગ્ર કષાયરૂપ ચાર પગવાળા, મોહરૂપી સૂંઢ વાળા, રાગ-દ્વેષરૂપી બે દાંતવાળા અને વારી ન શકાય એવા કામદેવથી ઉદ્ધત થયેલા આ મિથ્યાત્વરૂપી દુષ્ટ હાથીને જે કુશળ પુરુષ સજ્જ્ઞાનરૂપી અંકુશવડે વશ કરે છે તેણે જ આ ત્રણ જગત વશ કર્યું છે એમ જાણવું. ૩

જયનો ઉપાય : પરાક્રમ:—

सर्वत्र जृम्भते तेजः, सख्या स्थौल्यं वयो न च ।
एकश्चन्द्रस्तमोनाशी, सिंहपोतो गजान्तकृत् ॥ ४ ॥
मुनि हिमांशुविजय.

બધે સ્થળે તેજ-પ્રતાપ જ આકર્ષક-વિજયી નિવડે છે. સંખ્યા, જાડાઈ તથા ઉમર વિજયી થતા નથી. ચંદ્રમા એક હોવા છતાં રાત્રિના ઘોર અંધકારનો નાશ કરે છે (તારાઓ અસંખ્ય હોવા છતાં નથી કરતા) સિંહનું ન્હાનું બચ્ચું પણ મોટા શરીરવાળા હાથી ઉપર આક્રમણ કરી તેને મારી શકે છે. ૪.

## कीर्ति ( १२६ )

### કીર્તિની અમરતાઃ—

याता यान्ति महीभुजः क्षितिमिमां यास्यन्ति मुक्त्वाऽखिलां,
नो याता न च याति यास्यति न सा केनापि सार्धं धरा ।
यत्किञ्चिद्भुवि तद्विनाशि सकलं कीर्तिः परं स्थायिनी,
मत्वैवं वसुधाधिपैः परकृता लोप्या न सत्कीर्तयः ॥ १ ॥

धर्मकल्पद्रुम, पृ० १५६, श्लो० ५. (दि. ला.)*

આ સમગ્ર પૃથ્વીનો ત્યાગ કરીને ઘણા રાજાઓ ગયા છે, જાય છે અને જવાના પણ છે, પરંતુ આ પૃથ્વી કોઈની સાથે ગઇ નથી, જતી નથી અને જવાની પણ નથી. આ પૃથ્વી પર જે કાંઈ છે તે વિનાશી છે, માત્ર એક કીર્તિ જ સ્થિરરહેવાવાળી છે, આ પ્રમાણે જાણીને રાજાઓએ બીજા લોકોએ ગાયેલી પોતાની કીર્તિનો લોપ કરવો નહીં. (પોતાની કીર્તિને જ અમર કરવી.) ૧.



## स्थिरता ( १२७ )

### સ્થિર વસ્તુનો ત્યાગ ન કરવોઃ—

वस्तुनो लोभनीयस्य, सन्दिग्धलाभधारिणः ।
अप्राप्तस्य कृते प्राप्तं, सिद्धलाभं त्यजेन्न हि ॥ १ ॥

मुनि हिमांशुविजय.

આરંભમાં સારી જણાતી, લોભાવનારી અને જેનાથી લાભ મળશે કે નહિ તેનો સંદેહ હોય એવી પ્રાપ્ત નહિ થયેલી વસ્તુની ખાતર નિશ્ચિત લાભવાળી પાસે રહેલી (મળેલી) વસ્તુનો ત્યાગ કરવો નહિ જોઈએ. ૧.

### સ્થિરના ત્યાગથી નુકશાનઃ—

यो ध्रुवाणि परित्यज्य, अध्रुवं परिसेवते ।
ध्रुवाणि तस्य नश्यन्ति, अध्रुवं नष्टमेव च ॥ २ ॥

જે (માણસ) નિશ્ચિત(વસ્તુ)નો ત્યાગ કરીને અનિશ્ચિતની સેવા કરે છે તેની નિશ્ચિત વસ્તુનો નાશ થાય છે. અને અનિશ્ચિત તો નાશ પામેલું જ છે. (એટલે કે આ રીતે નિશ્ચિતને મૂકીને અનિશ્ચિતને વળગવામાં બન્ને ખોવાં પડે છે.) ૨.



# પક્ષપાત ( ૧૨૮ )

પક્ષપાતનું પ્રાબલ્યઃ—

सुखेन त्यज्यते भोगः, सुखेन त्यज्यते धनम् ।
सुखेन त्यज्यते स्त्र्यादिः, पक्षपातस्तु दुस्त्यजः ॥ १ ॥

मुनि हिमांशुविजय

સંસારના ભોગો છોડવા સહેલા છે, ધનનો ત્યાગ કરવો સુકર છે, સ્ત્રી પુત્ર ઘરબાર વગેરે પદાર્થોને ત્યાગવા પણ સહેલા છે, પણ પક્ષપાત( દૃષ્ટિરાગ )નો ત્યાગ કરવો તે બહુ જ કઠીન–મુશ્કેલ છે. ૧.

પક્ષપાતથી નુકશાનઃ—

पक्षपातो भवेद् यस्य, तस्य नाशो भवेद् ध्रुवं ।
दृष्टं खगकुलेष्वेवं, तथा भारत ! भूमिषु ॥ २ ॥

હે અર્જુન ! જેનામાં પક્ષપાત હોય છે તેનો નાશ નક્કી થાય છે. ( આ વાત ) પક્ષીઓના સમૂહમાં જોવામાં આવે છે. તે જ પ્રમાણે પૃથ્વી માટે પણ સમજવી. ( એટલે કે પક્ષીનો પક્ષપાત એટલે કે પાંખનો નાશ થાય તો તે જેમ પૃથ્વી પર પડે છે તેમ પક્ષપાત કરનાર માનવી પણ નાશ પામે છે ) ૨.



## મૌન (૧૨૯)

મૌનપૂર્વક કરવાનાં કાર્યોઃ—

मूत्रोत्सर्गं मलोत्सर्गं, मैथुनं स्नानभोजने ।
सन्ध्यादिकर्म पूजां च, कुर्याज्जापं च मौनवान् ॥ १ ॥

श्राद्धविधि, पृ० ४६, आत्मा. स.*

પેશાબ, મળત્યાગ, મૈથુન, સ્નાન, ભોજન, સંધ્યાદિક ક્રિયા, પૂજા અને જાપ આટલી ક્રિયાઓ મૌનયુક્ત થઈને કરવી ૧

आहारे मैथुने चैव, प्रस्त्रवे दन्तधावने ।
स्नाने भोजनकाले च, षट्सु मौनं समाचरेत् ॥ २ ॥

लघुहारितस्मृति, श्लो० ४०.

ભોજન કરતી વખતે, મૈથુન સેવતી વખતે, વિષ્ઠા કે મૂત્રના ત્યાગ વખતે, દાતણ કરતી વખતે, સ્નાન કરતી વખતે અને ભોજનને વખતે આ છ કાર્ય વખતે મૌન રાખવું જોઇએ ૨.

મૂર્ખ સાથે મૌનઃ—

कोलाहले काककुलस्य जाते,
विराजते कोकिलकूजितं किम् ? ।
परस्परं संवदतां खलानां,
मौनं विधेयं सततं सुधीभिः ॥ ३ ॥

કાગડાના સમૂહો જ્યારે મોટો કોલાહલ કરતા હોય તે વખતે કોયલનો શબ્દ શી રીતે શોભા પામે? ન જ શોભે. તેમ ખળ પુરુષો પરસ્પર સંવાદ કરતા હોય તે વખતે પંડિત જનોએ નિરંતર મૌન જ કરવું યોગ્ય છે. ૩.

અસ્થાને મૌનઃ—

परिश्रमज्ञं जनमन्तरेण,
मौनव्रतं बिभ्रति वाग्मिनोऽपि ।
वाचंयमाः सन्ति विना वसन्तं,
पुंस्कोकिलाः पञ्चमचञ्चवोऽपि ॥ ४ ॥

બોલવામાં નિપુણ પુરુષો પણ પરિશ્રમને જાણનારા માણસ વિના મૌનવ્રતને જ ધારણ કરે છે, કેમકે પંચમ સ્વરને બોલવામાં નિપુણ એવા કોયલ જાતિનાં પક્ષીઓ પણ વસંત ઋતુ વિના વાણીને નિયમમાં રાખે છે-મૌન જ રહે છે. ૪.

મૌનફળઃ--

न च प्रकाशयेद् गुह्यं, दक्षः स्वस्य परस्य च ।
चेत्कर्तुं शक्यते मौनमिहामुत्र च तच्छुभम् ॥ ५ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ३२१.

ડાહ્યા માણસે પોતાનું કે પરનું ગુહ્ય પ્રકટ કરવું નહીં. (તે બાબતમાં) જો મૌન ધારણ કરી શકાય તો તે આ ભવ અને પરભવમાં શુભકારક છે. ૫.




કોણ કોને હસેઃ—

मृत्युः शरीरगोप्तारं, धरा च धनरक्षकम् ।
दुश्चारिणीव हसति, स्वपतिं पुत्रवत्सलम् ॥ १ ॥

શરીરનું રક્ષણ કરનાર મનુષ્યને મૃત્યુ હસે છે, ધનનું રક્ષણ કરનાર મનુષ્યને પૃથ્વી હસે છે, અને પુત્ર પર પ્રેમ રાખનારા પોતાના પતિને વ્યભિચારિણી સ્ત્રી હસે છે. ૧.

અનુચિત હાસ્યઃ—

प्रस्तावेऽपि कुलीनानां, हसनं स्फुरदोष्ठकम् ।
अट्टहासोऽतिहासश्च, सर्वथाऽनुचितः पुनः ॥ २ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ३१६.

કુળવાન પુરુષોનું સમયોચિત હાસ્ય પણ માત્ર મુખ મલકાવવા પૂરતું જ હોય છે, કારણ કે ખડખડાટ હસવું તે અને બહુ હસવું તે દરેક રીતે અયોગ્ય છે. ૨.

હાસ્યથી નુકસાન—

हासान्महान्तो लघवो भवन्ति, हास्याद्धनीको वनितां च मुक्तवान् ।
ज्ञानं गतं क्षुल्लवरस्य हास्यात्, हास्यात् स्वकीया रिपवो भवन्ति ।३।

હાંસી કરવાથી મોટા પુરુષો લઘુતાને પામે છે, હાંસીથી ધનિકે પોતાની સ્ત્રીનો ત્યાગ કર્યો હતો, હાંસીથી શ્રેષ્ઠ સાધુનું જ્ઞાન નષ્ટ થયું હતું અને હાંસીથી મિત્રો શત્રુ થાય છે. ૩.



# निद्रा (१३१)

## निद्रानी निंदाः—

निद्रा मूलमनर्थानां, निद्रा श्रेयोविघातिनी ।
निद्रा प्रमादजननी, निद्रा संसारवर्धिनी ॥ १ ॥

निद्रा अनर्थनुं मूळ छे, निद्रा कल्याणनो–मोक्षनो घात करनारी छे, निद्रा प्रमादने उत्पन्न करनारी छे अने निद्रा संसारने वधारनारी छे. १.

## निद्रा कोने न आवेः—

प्रावासिको व्याधियुत्तः सरोषो विद्याऽर्थचित्तः परदारसक्तः ।
यस्यास्ति वैरी हि वियोगितोऽपि,ह्यष्टौ लभन्ते मनुजा न निद्राम् ।२।

जे मनुष्य मुसाफरी करतो होय, जे व्याधिग्रस्त होय, जे कोपयुक्त होय, जेनुं चित्त विद्याभ्यासमां लीन होय, जेनुं चित्त धन उपार्जन करवामां तत्पर होय, जे परस्त्रीमां आसक्त होय, जेने माथे वैरी होय, तथा जे वियोगी होयः आ आठ प्रकारना मनुष्य निद्राने पामता नथी. २.

## निद्राः परम सुखः—

श्रान्तानामलसानां च, निद्रा हि परमं सुखम् ।
अतः परं सुखं नास्ति, संसारे च जगत्त्रये ॥ ३ ॥

थाकी गयेला अने आळसु मनुष्योने जे निद्रा छे ते ज मोटुं सुख छे, तेनाथी अधिक सुख आ त्रण जगतमां अने संसारमां कांई पण नथी. ३.

## वृष्टि ( १३२ )

વૃષ્ટિનો મહિમાઃ—

तावन्नीतिपरा धराधिपतयस्तावत्प्रजाः सुस्थिता-
स्तावन्मित्रकलत्रपुत्रपितरस्तावन्मुनीनां तपः ।
तावन्नीतिसुरीतिकीर्तिविमलास्तावच्च देवार्चनं,
यावत् स प्रतिवत्सरं जलधरः क्षोणीतले वर्षति ॥ १ ॥

उपदेशप्रासाद, भाग २, पृ० ६०. (प्र. स.)

જ્યાંસુધી દરવર્ષે પૃથ્વીતળ ઉપર વરસાદ વરસતો હોય ત્યાંસુધી રાજાઓ નીતિમાં તત્પર રહે છે, ત્યાંસુધી જ પ્રજાઓ સુખી રહે છે, ત્યાંસુધી જ મિત્ર, સ્ત્રી, પુત્ર અને પિતા વગેરે સ્નેહવાળાં હોય છે, ત્યાંસુધી જ મુનિઓ તપ કરે છે, ત્યાંસુધી જ નિર્મળ નીતિ, રીતિ અને કીર્તિ હોય છે, અને ત્યાંસુધી જ દેવની પૂજા થાય છે. ૧.

વૃષ્ટિનું જ્ઞાનઃ—

चित्रास्वातिविशाखासु, यस्मिन् मासे न वर्षणम् ।
तन्मासे निर्जला मेघा इति गर्गमुनेर्वचः ॥ २ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ५०.

જે માસમાં ચિત્રા, સ્વાતિ અને વિશાખા નક્ષત્રમાં વૃષ્ટિ ન થાય તે માસમાં વાદળાં જળરહિત હોય છે એમ ગર્ગ મુનિનું વચન છે. ૨.

रेवतीरोहिणीपुष्यमघोत्तरपुनर्वसु ।
सेवते चेन्महीसूनुरूनं तज्जगदम्बुदैः ॥ ३ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ४२.

રેવતિ, રોહિણી, પુષ્ય, મઘા, ઉત્તરા અને પુનર્વસુ એ નક્ષત્રોને દિવસે જો મંગળવાર હોય તો જગતમાં વૃષ્ટિ અલ્પ થાય છે. ૩.

અલ્પ, મધ્યમ, અતિવૃષ્ટિનો યોગઃ—

कुम्भमीनान्तरेऽष्टम्यां, नवम्यां दशमीदिने ।
रोहिणी चेत्तदा वृष्टिरल्पा मध्याऽधिका क्रमात् ॥ ४ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ४४.

કુંભ અને મીન સંક્રાંતિની મધ્યે-વચ્ચે આઠમને દિવસે રોહિણી નક્ષત્ર હોય તો અલ્પ વૃષ્ટિ થાય, નોમને દિવસે રોહિણી હોય તો મધ્યમ વૃષ્ટિ થાય અને દશમને દિવસે રોહિણી હોય તો અધિક વૃષ્ટિ થાય. ૪.

અતિવૃષ્ટિનું જ્ઞાનઃ—

अश्लेषायां यदा भद्रे, कर्के सङ्क्रमते रविः ।
तदा च प्रचुरा वृष्टिरित्यूचे वाडवो मुनिः ॥ ५ ॥

विवेकविलास, उल्लास ८, श्लो० ५१.

જ્યારે કર્કરાશિમાં સૂર્યની સંક્રાંતિ હોય ત્યારે જો અશ્લેષા નક્ષત્ર હોય તો ઘણી વૃષ્ટિ થાય છે, એમ વાડવ નામના મુનિ કહે છે. ૫.




**શ્રાદ્ધની નિરર્થકતાઃ—**

मृतानामपि जन्तूनां, यदि तृप्तिर्भवेदिह ।
निर्वाणस्य प्रदीपस्य, स्नेहः संवर्धयेच्छिखाम् ॥ १ ॥

योगशास्त्र, प्रकाश २, श्लो० ४७ नी टीकामां*

મરેલાં માબાપ વગેરે પ્રાણીઓને ( તેમના શ્રાદ્ધ નિમિત્તે હિંસા કરવામાં આવે છે તેનાથી જો ) તૃપ્તિ થતી હોય તો દીવો બુઝાયા પછી તેમાં રહેલું તેલ દીવાની શિખાને વધારી શકે. ( તેવું તો જોવામાં આવતું નથી, તેથી પિતૃઓની તૃપ્તિ પણ થઈ શકતી નથી. ) ૧.



## समस्याओ ( १३४ )

મેના:—

सदाऽरिमध्याऽपि न वैरियुक्ता, नितान्तरक्ताऽपि सितैव नित्यम्।
यथोक्तवादिन्यपि नैव दूती, का नाम कान्तेति निवेदयाशु ॥१॥

कविताकौमुदी, પૃ૦ ४३९, શ્લો૦ १७.

જે [1]સદારિમધ્યા છતાં પણ વૈરીથી યુક્ત નથી, અત્યંત રક્ત છતાં પણ નિત્ય ધોળી છે, કહ્યા–શિખવ્યા પ્રમાણે જ બોલનાર છતાં પણ દૂતી નથી, તે કઇ વસ્તુ? હે પ્રિય! જલદી કહો. ( ઉત્તર-સારિકા-મેના, સારિકા શબ્દમાં મધ્યમ અક્ષર ' રિ ' છે, તે રક્ત એટલે રાગી-પ્રેમી છે. ) ૧.

આખલો:—

गोपालो नैव गोपालस्त्रिशूली नैव शङ्करः ।
चक्रपाणिः स नो विष्णुर्यो जानाति स पण्डितः ॥ २ ॥

कविताकौमुदी, भाग २, पृ. ४३६.

જે ગાયનો પાલક છતાં ગોપાળ-કૃષ્ણ અથવા ભરવાડ કે રાજા નથી, જે ત્રિશૂળને ધારણ કરવા છતાં શંકર નથી, અને જે ચક્રપાણિ (હાથમાં ચક્ર ધારણ કરનાર) છતાં વિષ્ણુ

---

૧. સદા એટલે નિરંતર અરિ એટલે શત્રુ છે મધ્યમાં જેને અર્થાત્ શત્રુ મધ્યે રહેલી, બીજા અર્થમાં સદા-નિરંતર 'રિ'અક્ષર છે મધ્યમાં જેને.

નથી. આ સમસ્યાને જે જાણે તે પંડિત જાણવો. ઉત્તર–આખલો–સાંઢ.

(સાંઢ ગાયનો પાલક એટલે પતિ છે. તેને જે વખતે આંકે છે તે વખત તેના પુંછડા પાસે માથે ત્રિશૂળ કાઢે છે, તથા કોઈ દેશમાં તેના હાથ એટલે આગળના પગને માથે ગોળ ચક્ર પણ આંકતી વખત કરવામાં આવે છે.) ૨.

चक्री त्रिशूली न हरो न विष्णुर्महाबलिष्ठो न च भीमसेनः ।
स्वच्छन्दचारी नृपतिर्न योगी, सीतावियोगी न च रामचन्द्रः ॥३॥

कविताकौमुदी, भाग ३, पृ० ४३९.

જે ચક્ર તથા ત્રિશૂળને ધારણ કરનાર છતાં વિષ્ણુ નથી અને મહાદેવ પણ નથી, મહાબળવાન છતાં જે ભીમસેન નથી, સ્વચ્છંદપણે વિચરવા છતાં જે રાજા કે યોગી નથી, અને સીતાનો વિયોગી છતાં જે રામચંદ્ર નથી. ઉત્તર-સાંઢ.

(સાંઢને આંકતી વખતે ચક્ર અને ત્રિશૂળના આકાર કરવામાં આવે છે, તે બળવાન પણ હોય છે, ઇચ્છા પ્રમાણે ફરે છે કેમકે તેનો કોઈ ધણી હોતો નથી, તથા સીતા એટલે હળથી ખેતરમાં પાડેલા લીસોટા તેનો તે વિયોગી છે એટલે કે તેની ખાંધ પર ધુસરી વગેરે કાંઈ પણ મૂકવામાં આવતું નથી.) ૩.

માકડઃ—

सर्वस्वापहरो न तस्करगणो रक्षो न रक्ताशनः,
सर्पो नैव त्रिलेशयोऽखिलनिशाचारी न भूतोऽपि च ।

अन्तर्धानपटुर्न सिद्धपुरुषो नाप्याशुगो मारुतः,
तीक्ष्णास्यो न च सायकस्तमिह ये जानन्ति वे पण्डिताः ॥ ४ ॥

रसतरङ्गिणी, श्लो० १०७.

જે સર્વસ્વનું હરણ કરનાર છતાં ચોરનો સમૂહ નથી, લોહીનું ભક્ષણ-પાન કરનાર છતાં રાક્ષસ નથી, બિલ(છિદ્ર)ને વિષે રહેનાર છતાં સર્પ નથી, આખી રાત્રિ ફરનાર છતાં ભુત નથી, અદૃશ્ય થવામાં નિપુણ છતાં સિદ્ધપુરુષ નથી, શીઘ્ર ગતિ કરનાર છતાં વાયુ નથી, તથા તીક્ષ્ણ મુખવાળો છતાં બાણ નથી, આને જે જાણે તે પંડિત છે. (ઉત્તર-માકડ-મત્કુણ). ૪.

મૃગ, સિંહ અને નાસભાગઃ—

कस्तूरी जायते कस्मात्, को हन्ति करिणां कुलम् ? ।
किं कुर्यात् कातरो युद्धे, मृगात् सिंहः पलायनम् ॥ ५ ॥

माघकाव्य, सर्ग १६, श्लो० ५८.

કસ્તૂરી શેમાંથી ઉત્પન્ન થાય છે ? મૃગથી-હરણની નાભિથી. હાથીના સમૂહને કોણ હણે છે ? સિંહ. કાયર પુરુષ યુદ્ધમાં શું કરે ? પલાયન-નાશી જવાનું કરે. ૫.

નાળિયેરઃ—

वृक्षाग्रवासी न च पक्षिराजस्त्रिनेत्रधारी न च शूलपाणिः ।
त्वग्वस्त्रधारी न च सिद्धयोगी, जलं च बिभ्रन्न घटो न मेघः ॥६॥

कविताकौमुदी, भाग ३, पृ० ४३७, श्लो० ७.

વૃક્ષના અગ્ર ભાગમાં રહ્યા છતાં પક્ષીરાજ નથી, ત્રણ

નેત્રને ધારણ કરે છે છતાં મહાદેવ નથી, છાલનાં વસ્ત્ર ધારણ કરે છે છતાં સિદ્ધયોગી નથી, અને જળને ધારણ કરે છે છતાં ઘડો કે મેઘ નથી. ( ઉત્તર–નાળિયેર. ) ૬.

આંબોઃ—

वृक्षाग्रवासी न च पक्षिजातिस्तृणं च शय्या न च राजयोगी ।
सुवर्णकायो न च हेमधातुः, पुंसश्च नाम्ना न च राजपुत्रः ॥७॥

જે વૃક્ષના અગ્રભાગે રહે છે છતાં પક્ષીની જાતિ નથી, તૃણની શય્યામાં સૂવે છે છતાં યોગીરાજ નથી, સુવર્ણ જેવી કાયા છે છતાં સુવર્ણની ધાતુ–સોનું નથી, પુંસના નામવાળો છે છતાં રાજપુત્ર નથી. ( ઉત્તર–આંબો–કેરી, તેને પકવતી વખતે ઘાસમાં રાખવામાં આવે છે, પુંસ એટલે શિક્ષા કરનાર છતાં રાજપુત્ર નથી, બીજા અર્થમાં તેનું પુંસ એટલે પુલ્લિંગ–નરજાતિનું નામ છે. ) ૭

નયનઃ—

य एवादिः स एवान्ते, मध्ये भवति मध्यमः ।
य एतन्नामिजानीयात्, तृणमात्रं न वेत्ति सः ॥ ८ ॥

माघकाव्य, सर्ग १६, श्लो० ६२.

જે અક્ષર પહેલો છે, તે જ છેલ્લો પણ છે, અને મધ્યમાં મધ્યમ ( ય ) અક્ષર છે, આવા ત્રણ અક્ષરના નામને જે જાણતો ન હોય, તે તૃણ માત્રને પણ જાણતો નથી. ( ઉત્તર–નયન એટલે નેત્ર ). ૮.

છાશ:—

वनेजा शशिकुन्दाभा, तापहारी जगत्प्रिया ।
वर्धते घनमङ्गेन, न तापी यमुनाऽपि च ॥ ९ ॥

જે વન(ઘર)ને વિષે ઉત્પન્ન થાય છે, ચંદ્ર અને કુંદના પુષ્પ જેવી ઉજ્જ્વળ અને નિર્મળ હોય છે, તાપને હરણ કરનારી છે, જગતને પ્રિય છે, તથા વન(જળ)ના સંગવડે વૃદ્ધિ પામે છે છતાં તાપી કે યમુના નદી નથી તે કોણ? (ઉત્તર-છાશ). ૯.

કલમ:—

कृष्णमुखी न मार्जारी, द्विजिह्वा न च सर्पिणी ।
पञ्चभर्ता न पाञ्चाली, यो जानाति स पण्डितः ॥ १० ॥

श्रीचरणकाव्य (विदग्धमङ्गल) सर्ग ८, श्लो० २०.

જે કાળા મુખવાળી છતાં બિલાડી નથી, બે જીભ છતાં સર્પિણી નથી, અને પાંચ ભતોર છતાં દ્રૌપદી નથી, આ વસ્તુને જે જાણે તે પંડિત છે.

(ઉત્તર—લેખણ. તેનું મુખ શાહીવાળું હોવાથી કાળું છે, તે ચીરેલી હોવાથી તેને બે જીભ છે, અને હાથના પાંચે આંગળા તેના પતિ છે.) ૧૦

કાગળ:—

अपदो दूरगामी च, साक्षरो न च पण्डितः ।
अमुखः स्फुटवक्ता च, यो जानाति स पण्डितः ॥११॥

कविताकौमुदी, भाग २, श्लो० १.

જે પગ નહીં છતાં દૂર જાય છે, જે સાક્ષર ( અક્ષર સહિત ) છતાં પંડિત નથી, તથા જે મુખરહિત છતાં સ્પષ્ટ વક્તા છે, આને જે જાણે તે પંડિત છે. ( ઉત્તર–લેખ–કાગળ ).

## સિંદૂર, વિધવા અને કપાળ—

किं भूषणं सुन्दरसुन्दरीणां,किं दूषणं पान्थजनस्य नित्यम् ? ।
कस्मिन् विधात्रा लिखितं जनानां,सिंदूरबिन्दुर्विधवाललाटे॥१२॥

भविष्यत्पुराण, स्कन्ध ४, अध्याय १६.

સુંદર સ્ત્રીઓનું ભૂષણ શું છે ? સીંદૂરનો ચાંડલો. મુસાફરનું દૂષણ શું છે ? વિધવા. મનુષ્યોના કયા અંગને વિષે વિધાતાએ લેખ લખ્યા છે ? લલાટને–કપાળને વિષે. ૧૨.

करोति शोभामलके स्त्रियाः को
दृश्या न कान्ता विधिना च कोक्ता ? ।
अङ्गे तु कस्मिन् दहनः पुरारेः,
सिन्दूरबिन्दुर्विधवाललाटे ॥ १३ ॥

नृसिंहपुराण ( व्यासमुनि ), अध्याय ११, श्लो० ७६.

સ્ત્રીના કપાળમાં કોણ શોભા કરે છે ? સીંદૂરનો ચાંડલો. વિધાતાએ કઈ સ્ત્રી જોવાનો નિષેધ કર્યો છે ? વિધવા. મહાદેવના કયા અંગને વિષે અગ્નિ છે ? કપાળમાં. ૧૩.

જોડાઃ—

दन्तैर्हीनः शिलाभक्षी, निर्जीवो बहुभाषकः ।
गुणस्यूतिसमृद्धोऽपि, परपादेन गच्छति ॥ १४ ॥

कविताकौमुदी, पृ० ४३८, श्लो० ११.

દાંતરહિત છતાં પથ્થર ખાય છે, જીવરહિત છતાં ઘણું બોલે છે, અને ગુણના સમૂહથી સમૃદ્ધિવાળો છતાં પણ બીજાના પગવડે ચાલે છે. ( ઉત્તર-ઉપાન-જોડો, તેને દાંત નહીં છતાં કાંકરીઓ તેમાં ભરાય છે, ચમચમ બોલે છે, અને દોરાની શીવણીથી યુક્ત છે, તથા મનુષ્ય તેને પગમાં પહેરીને ચાલે છે. ) ૧૪.

નૌકા:—

वने जाता वनं त्यक्त्वा, वने तिष्ठति नित्यशः ।
पण्यस्त्री न तु सा वेश्या, यो जानाति स पण्डितः ॥१५॥

कविताकौमुदी, भाग ३, श्लो० २

જે વનમાં ઉત્પન્ન થઇ છે, વનને તજીને નિરંતર 'વન'માં રહે છે, તથા જે પણ્યસ્ત્રી છતાં વેશ્યા નથી. આને જે જાણે તે પંડિત છે. ( ઉત્તર-નૌકા એટલે વહાણુ, તે નૌકા વનમાં એટલે અરણ્યના લાકડાથી ઉત્પન્ન થાય છે, તે અરણ્યને તજીને નિત્ય વનમાં એટલે જળમાં રહે છે, તે નૌકારૂપી સ્ત્રી પૈસાથી મળે છે પણ તે વેશ્યા નથી. ) ૧૫.

અંગરખું:—

अस्थि नास्ति शिरो नास्ति, बाहुरस्ति निरङ्गुलिः ।
नास्ति पादद्वयं गाढमङ्गमालिङ्गति स्वयम् ॥ १६ ॥

कविताकौमुदी, भाग ३, श्लो० ९

હાડકાં નથી, મસ્તક નથી, હાથ છે પણ આંગળીઓ ની, તથા બે પગ પણ નથી, છતાં પોતે પુરુષના શરીરને ગાઢ આલિંગન કરે છે. ( ઉત્તર-અંગરખું ) ૧૬.

કુંભારનો દોરોઃ—

वने वसति को वीरो योऽस्थिमांसविवर्जितः ।
असिवत् कुरुते कार्य, कार्यं कृत्वा वने गतः ॥ १७ ॥

कविताकौमुदी, भाग ३, श्लो० १४.

'વન'ને વિષે એવો કયો વીર રહે છે? કે જે હાડકાં અને માંસ રહિત છે, તરવાર જેવું કાર્ય કરે છે, અને કાર્ય કરીને પાછો 'વન'માં જાય છે. ( ઉત્તર–કુંભારનો દોરો. તેને વનમાં એટલે પાણીમાં રાખવામાં આવે છે, માટીના વાસણ વગેરે કરતી વખતે તે માટીના પીંડાને કાપવાના કામમાં આવે છે, તેથી તે ખડ્ગ જેવું કાપવાનું કાર્ય કરીને પાછો વનમાં એટલે પાણીમાં જાય છે. ) ૧૭.

કુંભારનું ચક્રઃ—

पर्वताग्रे रथो याति, भूमौ तिष्ठति सारथिः ।
चलते वायुवेगेन, पदमेकं न गच्छति ॥ १८ ॥

माघकाव्य, सर्ग १६, श्लो० ५१.

પર્વતના અગ્રભાગ પર રથ ચાલે છે, અને તેનો સારથિ પૃથ્વી પર રહે છે, તે રથ વાયુવેગની જેમ શીઘ્ર ચાલે છે, પરંતુ એક પગલું માત્ર પણ આગળ જતો નથી. ( ઉત્તર કુંભારનું ચક્ર, તે પર્વતના આકારવાળા પીંડા ઉપર મૂકવામાં આવે છે, તેનો સારથિ કુંભાર પૃથ્વી પર જ બેઠો હોય છે, તે ઝડપથી ફર્યો કરે છે, પણ તે સ્થાનથી જરા પણ આઘું જતું નથી.) ૧૮.

# प्रकीर्णक श्लोको (१३५)

[ જે શ્લોકોમાં કોઇ પણ એક વિષયનુ પ્રતિપાદન નથી મળતુ, પરન્તુ અનેક બાબતોનો સમાવેશ કરવામાં આવેલ છે તે શ્લોકોને આ વિભાગમાં મૂકયા છે ]

કરણીય વસ્તુ:—

सम्पत्तौ नियमः शक्तौ, सहनं यौवने व्रतम् ।
दारिद्र्ये दानमत्यल्पमपि लाभाय भूयसे ॥ १ ॥

प्रबन्धचिन्तामणि, पृ० १४१, श्लो. १

સંપત્તિમા નિયમ, શક્તિમા ક્ષમા, જુવાનીમા વ્રત અને નિર્ધન અવસ્થામા દાન એ બધુ થોડુ પણ ઘણો લાભ કરે છે ૧.

स्नानं पूर्वमुखीभूय, प्रतीच्यां दन्तधावनम् ।
उदीच्यां श्वेतवासांसि, पूजा पूर्वोत्तरामुखी ॥ २ ॥

विवेकविलास, उल्लास १, श्लोक ९८.

સ્નાન અને દાતણ પૂર્વ દિશા તરફ કરવુ જોઇએ, શ્વેત વસ્ત્રો ઉત્તર દિશામા પહેરવા જોઇએ અને પૂજા પૂર્વ તથા ઉત્તર દિશામા કરવી જોઇએ ૨.

दानं वित्तादृतं वाचः, कीर्तिधर्मौ तथाऽऽयुषः ।
परोपकरणं कायादसारात् सारमुद्धरेत् ॥ ३ ॥

प्रबन्धचिन्तामणि पृ० ७०, श्लोक १.

ધનથી દાન, વાણીથી સત્ય, આયુષ્યથી કીર્તિ અને ધર્મ

તથા શરીરથી પરોપકાર, એમ અસાર વસ્તુથી સાર ખેંચવો જોઇએ. ૩.

परस्य पीडापरिवर्जनात ते, त्रिधा त्रियोग्यप्यमला सदाऽस्तु।
साम्यैकलीनं गतदुर्विकल्पं, मनो वचश्चाप्यनघप्रवृत्ति ॥ ४ ॥

अध्यात्मकल्पद्रुम, अधिकार ५, श्लो० ७.

બીજા જીવોને ત્રણે પ્રકારે પીડા ન કરવાથી તારાં મન, વચન, કાયાનાં યોગોની ત્રિપુટી, નિર્મળ થાય, મન માત્ર સમતામાં જ લીન થઇ જાય, વળી તે તેના દુર્વિકલ્પો તજી દે અને વચન પણ નિરવદ્ય વ્યાપારમાં જ પ્રવૃત્ત થતું રહે. ૪.

अजरामरवत्प्राज्ञो विद्यामर्थं च चिन्तयेत ।
गृहीत इव केशेषु, मृत्युना धर्ममाचरेत् ॥ ५ ॥

हितोपदेश, प्रस्तावना, श्लो० ३.

પોતાને અજર-અમર સમજી વિદ્યા અને ધનની ચિંતા કરવી, અને મૃત્યુએ ચોટી પકડેલ છે-માથા ઉપર મૃત્યુ સવાર થયેલ છે-એમ જાણી ધર્મનું આચરણ કરવું. ૫.

दृष्टिपूतं न्यसेत् पादं, वस्त्रपूतं पिबेज्जलम् ।
सत्यपूतं वदेद्वाक्यं, मनःपूतं समाचरेत् ॥ ६ ॥

आह्निक, श्लो० ३३.

દૃષ્ટિથી પવિત્ર-જોયેલા સ્થાનમાં પગ મૂકવો-ચાલવું, વસ્ત્રથી પવિત્ર-ગળેલું જળ પીવું, સત્યથી પવિત્ર વચન બોલવું, અને મનવડે પવિત્ર એવું કાર્ય કરવું-મનથી સારી રીતે વિચારીને કાર્ય કરવું. ૬.

आर्त्ता देवान्नमस्यन्ति, तपः कुर्वन्ति रोगिणः ।
निर्धना विनयं यान्ति, क्षीणदेहास्तु शीलताम् ॥ ७ ॥

मनुस्मृति, अध्याय ३, श्लो० ७.

દુઃખી માણસો દેવોને નમસ્કાર કરે છે, રોગી માણસો તપ કરે છે, નિર્ધન માણસો વિનય કરે છે, અને ક્ષીણ શરીરવાળા શીલ પાળે છે. ( આ સર્વ આ ભવના સ્વાર્થ માટે કરાતા હોવાથી નિષ્ફળ છે. ) ૭.

અકરણીય વસ્તુઃ—

न पाणिभ्यामुभाभ्यां तु, कण्डूयेज्जातु वै शिरः ।
न चाभीक्ष्णं शिरःस्नानं, कार्यं निष्कारणं नरैः ॥ ८ ॥

महाभारत, विराट पर्व, अ० १९, श्लो० २५.

માણસોએ કદાપિ બન્ને હાથવડે માથું ખજવાળવું નહીં, તથા વારંવાર કારણ વિના મસ્તક સહિત સ્નાન કરવું નહીં. ૮.

नोच्चैर्हसेत् सशब्दं च, न मुञ्चेत् पवनं बुधः ।
नखान्न रदनैश्छिन्द्यात्, पादं पादेन नाक्रमेत् ॥ ९ ॥

महाभारत, शान्तिपर्व, अ० १९, श्लो० ३०.

ડાહ્યા માણસે ઊંચેથી હસવું નહીં—અટ્ટહાસ્ય કરવું નહીં, શબ્દ સહિત-બીજા સાંભળે તેમ અધોવાયુ મૂકવો નહીં, દાંતવડે નખ છેદવા નહીં, તથા એક પગવડે બીજો પગ ઘસવો નહીં. ૯.

न दुष्टयानमारोहेत्, कूलच्छायां न संश्रयेत् ।
नावगाहेज्जलौघस्य, वेगमग्रेसरो नरः ॥ १० ॥

महाभारत, शान्तिपर्व, अ० ३३, श्लो० ७३.

દુષ્ટ અશ્વાદિક અથવા દોષવાળા રથાદિક વાહન ઉપર ચડવું નહીં, નદી કુવા વગેરેના કાંઠાની છાયામાં બેસવું નહીં, આવુસે પાણીના પૂરના વેગમાં અગ્રેસર થઇને ચાલવું નહીં. ૧૦.

वाक्पाणिपादचापल्यं, वर्जयेचातिभोजनम् ।
शय्यादीपाधमस्तम्भच्छायां दूरेण सन्त्यजेत् ॥ ११ ॥

महाभारत, शान्तिपर्व, अ० ६७, श्लो० ३४.

વાણીની, હાથની અને પગની ચપળતાનો ત્યાગ કરવો, અતિ ભોજનનો ત્યાગ કરવો, અને શય્યાની, દીવાની અધમ—નીચ પુરુષની તથા થાંભલાની છાયાને દૂરથી વર્જવી. ૧૧.

प्रदीप्तं वेश्म न विशेन्नारोहेच्छिखरं गिरेः ।
नासंवृतमुखो जृम्भेत्, श्वासकासौ च वर्जयेत् ॥ १२ ॥

महाभारत, शान्तिपर्व, अ० १९, श्लो० २९.

બળતા ઘરમાં પ્રવેશ કરવો નહીં, પર્વતના શિખર ઉપર ચડવું નહીં, મુખ ઢાંકયા વિના બગાસું ખાવું નહીં, તેમજ મુખ ઢાંકયા વિના—ઉઘાડે મુખે શ્વાસોશ્વાસ અને ખાંસી—ઉધરસ પણ વર્જવાં. ૧૨.

किञ्चित्परस्वं न हरेन्नाल्पमप्यप्रियं वदेत् ।
प्रियं च नानृतं ब्रूयान्नान्यदोषानुदीरयेत् ॥ १३ ॥

महाभारत, शान्तिपर्व, अ० ३३, श्लो० ७५.

બીજાનું કાંઇ પણ ધન હરણ કરવું નહીં, થોડું પણ અપ્રિય વચન બોલવું નહીં, પ્રિય છતાં પણ અસત્ય વચન બોલવું નહીં, તથા બીજાના દોષ કહેવા નહીં. ૧૩.

केशग्रहान् प्रहारांश्च, शिरस्येतानि वर्जयेत् ।
नान्यत्र पुत्रशिष्याभ्यां, शिक्षार्थं ताडनं स्मृतम् ॥ १४ ॥

महाभारत, शान्तिपर्व, अ० १९, श्लो० १०२.

મસ્તકના કેશ પકડવા નહીં, તથા મસ્તક ઉપર પ્રહાર દેવા નહીં, પુત્ર અને શિષ્યને શિક્ષાને માટે તાડન કરવું, તે સિવાય તાડન કરવું નહિ, એમ કહ્યું છે. ૧૪.

न नासिकां विकुष्णीयात, स्वयं नोपानहौ हरेत् ।
शिरसा न हरेद्भारं, न प्रधावेत प्रवर्षति ॥ १५ ॥

महाभारत, आदिपर्व, अ० १०, श्लो० ९.

નાસિકાને વાંકી કરવી નહીં, પોતે જોડા ઉપાડવા નહીં, મસ્તક પર ભાર વહેવો નહીં, અને વરસાદ વરસે ત્યારે દોડવું નહીં. ૧૫.

स्वप्तव्यं नैव नग्नेन, न चोच्छिष्टश्च संवसेत् ।
उच्छिष्टो न स्पृशेच्छीर्षं, सर्वप्राणास्तदाश्रयाः ॥ १६ ॥

महाभारत, शान्तिपर्व, अ० १५, श्लो० १६.

નગ્નપણે સૂવું નહીં, અપવિત્ર હોય તો વસ્ત્ર પહેરવાં નહીં અથવા અપવિત્ર રહેવું નહીં, તથા અપવિત્રપણે મસ્તકનો સ્પર્શ કરવો નહીં, કેમકે સર્વ પ્રાણો મસ્તકને જ આશ્રીને રહ્યા છે. ૧૬.

न चासीतासने भिन्ने, भिन्नकांस्यं च वर्जयेत् ।
न मुक्तकेशैर्भोक्तव्यमनग्नः स्नानमाचरेत् ॥ १७ ॥

- महाभारत, शान्तिपर्व, अ० १९, श्लो० ३२.

ભાંગેલા આસન ઉપર બેસવું નહીં, ભાંગેલા કાંસાનો–પાત્રનો ત્યાગ કરવો, છૂટા કેશ મૂકીને ભોજન કરવું નહીં, અને નગ્ન થઇને સ્નાન કરવું નહીં. ૧૭.

ग्रीष्मे वर्षासु च च्छत्री, दण्डी रात्रौ वनेषु च ।
उपानद्वस्त्रमाल्यं च, धृतमन्यैर्न धारयेत् ॥ १८ ॥

महाभारत, शान्तिपर्व, अ० ९, श्लो० २८.

ઉનાળામાં અને ચોમાસામાં પાસે છત્ર રાખવું, રાત્રિ સમયે અને વનને વિષે હાથમાં લાકડી રાખવી, તથા બીજાએ ધારણ કરેલાં–વાપરેલાં જોડા, વસ્ત્ર અને ફૂલ ( તથા ફૂલની માળા ) ધારણ કરવાં નહીં. ૧૮.

अकृत्वा परसन्तापमगत्वा खलु(ल) नम्रताम् ।
अनुत्सृज्य सतां मार्गं, यत्स्वल्पमपि तद्बहु ॥ १९ ॥

व्यासदेव.

અન્ય પ્રાણીને સંતાપ નહીં કરીને, ખળ પુરુષોને નમસ્કાર નહીં કરીને એટલે ખળ પુરુષો પાસે દીનતા નહીં કરીને તથા સત્પુરુષના માર્ગને નહીં છોડીને જે કાંઇ અલ્પ સુકૃત કર્યું હોય તો તે પણ ઘણું થાય છે–ઘણું ફળ આપનાર થાય છે. ( અર્થાત્ તે વિના બીજું ઘણું સુકૃત કરે તો તે સર્વ વ્યર્થ છે, કારણ કે તે અકરણીય વસ્તુઓ છે. ) ૧૯.

સાર્થક વસ્તુ:—

नयेन नेता विनयेन शिष्यः, शीलेन लिङ्गी प्रशमेन साधुः ।
जीवेन देहः सुकृतेन देही, वित्तेन गेही रहितो न किञ्चित् ॥२०॥

सूक्तमुक्तावली, पृ० १६१, श्लो० ३१ (ही. ह.)*

રાજા વગેરે નાયક—સ્વામી નીતિથી શોભે છે, શિષ્ય વિનયથી શોભે છે, લિંગી શીળવડે શોભે છે, સાધુ શમતાવડે શોભે છે, શરીર જીવવડે શોભે છે, મનુષ્ય સુકૃતવડે શોભે છે, અને ગૃહસ્થી ધનવડે શોભે છે. (તે તે વિના તે તે કાંઇ કામનાં નથી.) ૨૦.

श्रेयः पुष्पफलं वृक्षाद् दध्नः श्रेयो घृतं स्मृतम् ।
श्रेयस्तैलं च पिण्याकाच्छ्रेयो धर्मश्च मानुषात् ॥ २१ ॥

जैनपञ्चतन्त्र, पृ० १९०, श्लो० ९१.

વૃક્ષ પરથી સારભૂત પુષ્પફળ લઇ લેવાં, દહીંમાંથી સારભૂત ઘી લઇ લેવું, ઘાણીમાંથી સારભૂત તેલ લઇ લેવું અને મનુષ્ય ભવમાંથી સારભૂત ધર્મ લઇ લેવો, એમ કહ્યું છે. ૨૧.

सुखस्य सारः परिभुज्यते तैर्जीवन्ति ते सत्पुरुषास्त एव ।
हृष्टाः सुहृष्टैः सुहृदः सुहृद्भिः, प्रियाः प्रियैर्ये सहिता रमन्ते ॥२२॥

जैनपञ्चतन्त्र, पृ० १६५, श्लो० १६३. *

જેઓ હર્ષ પામીને હર્ષ પામેલાની સાથે રમે છે, તેઓવડે જ સુખનો સાર ભોગવાય છે, જેઓ સારા હૃદયવાળા થઇ (મિત્રરૂપ થઇ) સારા હૃદયવાળાની સાથે (મિત્ર સાથે) રમે છે, તેઓ જ જીવતા છે, અને જેઓ પ્રીતિવાળા થઈને પ્રીતિ-

વાળા સાથે રમે છે, તેઓ જ સત્પુરુષો છે. ૨૨.

शास्त्रं बोधाय दानाय, धनं धर्माय जीवितम् ।
वपुः परोपकाराय, धारयन्ति मनीषिणः ॥ २३ ॥

पुण्यधनकथा, पृ० १२, श्लो० ३४४.

બુદ્ધિમાન પુરુષો જ્ઞાનને માટે શાસ્ત્ર ધારણ કરે છે, દાન દેવાને માટે ધન ધારણ કરે છે, ધર્મક્રિયા કરવા માટે જીવિતને ધારણ કરે છે, અને પરોપકારને માટે શરીરને ધારણ કરે છે. ૨૩.

सुक्षेत्रे वापयेद् बीजं, सुपात्रे वापयेद् धनम् ।
सुक्षेत्रे च सुपात्रे च, प्रयुक्तं नैव नश्यति ॥ २४ ॥

पुण्यधनकथा, पृ० १० *

સારા ક્ષેત્રમાં બીજ વાવવું જોઈએ, અને સુપાત્રને વિશે ધન વાવવું–આપવું જોઈએ, કેમકે સારા ક્ષેત્રમાં અને સારા પાત્રમાં નાંખેલી વસ્તુ કદાપિ નાશ પામતી નથી. ૨૪.

बुद्धेः फलं तत्त्वविचारणं च, देहस्य सारं व्रतधारणं च ।
अर्थस्य सारं किल पात्रदानं, वाचः फलं प्रीतिकरं नराणाम् ॥२५॥

उपदेशतरङ्गिणी, पृ० २७८. ( य. वि. ग्रं. )

તત્ત્વનો વિચાર કરવો એ જ બુદ્ધિનું ફળ છે, વ્રત ધારણ કરવું એ જ શરીરનો સાર છે, સુપાત્રે દાન દેવુ એ જ ધનનો સાર છે, અને જે મનુષ્યોને પ્રીતિ કરે તે જ વાણીનુ ફળ છે. ૨૫.

स स्निग्धो व्यसनान्निवारयति यस्तत्कर्म यन्निर्मलं,
सा स्त्री यानुविधायिनी स मतिमान् यः सद्भिरभ्यर्च्यते ।

सा श्रीर्या न मदं करोति स सुखी यस्तृष्णया नोह्यते,
तन्मित्रं यदयन्त्रणं स पुरुषो यः खिद्यते नापदि ॥ २६ ॥

पञ्चतन्त्र, पृ० ६५, श्लो० २५१.

તે જ સ્નેહી કહેવાય કે જે વ્યસનથી-દુઃખથી નિવારે, તે જ કર્મ કહેવાય કે જે નિર્મળ-નિર્દોષ હોય, તે જ સ્ત્રી કહેવાય કે જે પતિને અનુસરનારી હોય, તે જ બુદ્ધિમાન કહેવાય કે જે સત્પુરુષોથી પૂજાતો હોય, તે જ લક્ષ્મી કહેવાય કે જે મદ કરનારી ન હોય, તે જ સુખી કહેવાય કે જે તૃષ્ણાથી વહન થતો ન હોય, તે જ મિત્ર કહેવાય કે જેનાથી પીડા થતી ન હોય, અને તે જ પુરુષ કહેવાય કે જે આપત્તિને વિષે ખેદ પામતો ન હોય. ૨૬.

जले तैलं खले गुह्यं, पात्रे दानं मनागपि ।
प्राज्ञे शास्त्रं स्वयं याति, विस्तारं वस्तुशक्तितः ॥ २७ ॥

महाभारत, शान्तिपर्व, मोक्षमार्ग, श्लो० ११३.

જળને વિષે થોડું પણ તેલ, ખળને વિષે જરા પણ ગુપ્ત વાત, પાત્રને વિષે થોડું પણ દાન અને બુદ્ધિમાનને વિષે થોડું પણ શાસ્ત્ર રહેલું હોય તો તે વસ્તુની શક્તિને લીધે પોતાની મેળે જ વિસ્તાર પામે છે-પ્રસિદ્ધ થાય છે. ૨૭.

यात्रार्थं भोजनं येषां, सन्तानार्थं च मैथुनम् ।
वाक् सत्यवचनार्थं च, दुर्गाण्यतितरन्ति ते ॥ २८ ॥

महाभारत, शान्तिपर्व, अ० १११, श्लो० १३.

જે પુરુષો માત્ર શરીરના નિર્વાહ માટે જ ભોજન કરતા હોય, માત્ર સંતતિ ઉત્પન્ન કરવા માટે જ મૈથુન સેવનારા

હોય અને સત્ય વચનને માટે જ વાણી બોલતા હોય, તેઓ કષ્ટોને તરી જાય છે—ઓળંગે છે. ૨૮.

अमोघा वासरे विद्युदमोघं निशि गर्जितम् ।
अमोघा सज्जना वाणी, अमोघं देवदर्शनम् ॥ २९ ॥

દિવસે વિજળી થાય તે સફળ છે, રાત્રિએ ગર્જારવ થાય તે સફળ છે, સત્પુરુષોની વાણી સફળ છે, અને દેવનું દર્શન પણ સફળ છે. ૨૯.

નિરર્થક વસ્તુઃ—

अलसस्य कुतो विद्या, अविद्यस्य कुतो धनम् ? ।
अधनस्य कुतो मित्रममित्रस्य कुतो बलम् ? ॥ ३० ॥

धर्मकल्पद्रुम, पृ० २३, श्लो० २६. ( दे. ला. )*

આળસુ માણસને વિદ્યા ક્યાંથી હોય ? અવિદ્વાનને ધન ક્યાંથી હોય ? ધન રહિતને મિત્ર ક્યાંથી હોય ? અને મિત્ર-રહિતને બળ ક્યાંથી હોય ? (ન જ હોય.) ૩૦.

किं पौरुषं रक्षति येन नार्त्तान्,
किं वा धनं नार्थिजनाय यत् स्यात् ।
का सा क्रिया या न हितानुबन्धा,
किं जीवितं यद्यशसो विरोधि ॥ ३१ ॥

जैनपञ्चतन्त्र, पृ० १६४, श्लो० १६७.

જેનાથી દુઃખી માણસોનું રક્ષણ થતું ન હોય તે પરાક્રમ શું કામનું ? જે યાચક જનના ઉપયોગમાં ન આવતું હોય તે ધન શા કામનું ? જે હિતનો અનુબંધ કરનારી ન હોય

તે ક્રિયા શા કામની? અને જે યશનું વિરોધી હોય તે જીવિત પણ શું કામનું? (સર્વ નકામા છે.) ૩૧.

धनेन किं यो न ददाति नाश्नुते,
बलेन किं येन रिपुं न बाधते ? ।
श्रुतेन किं येन न धर्ममाचरेत्,
किमात्मना यो न जितेन्द्रियो भवेत् ? ॥ ३२ ॥

हितोपदेश, सुहृद्भेद, श्लो० ९.

જે ધન દાનના ઉપયોગમાં કે પોતાના ઉપભોગમાં ન આવે તેવા ધનવડે શું ફળ છે? જે બળવડે શત્રુને બાધા ન કરાય તેવા બળવડે શું ફળ છે? જે શાસ્ત્રવડે ધર્મનું આચરણ ન થાય તેવા શાસ્ત્રથી શું ફળ છે? અને જે પુરુષ જીતેંદ્રિય ન થાય તે પુરુષના આત્માથી શું ફળ છે? સર્વે નિષ્ફળ છે. ૩૨.

किं कोकिलस्य विरुतेन गते वसन्ते,
किं कातरस्य बहुशस्त्रपरिग्रहेण ? ।
मित्रेण किं व्यसनकालपराङ्मुखेन,
किं जीवितेन पुरुषस्य निरक्षरेण ? ॥ ३३ ॥

नलचम्पु (त्रिविक्रमभट्ट), उच्छ्वास ३, श्लोक २३.

વસંત ઋતુ ગયા પછી કોકિલ(કોયલ)ના શબ્દનું શું ફળ? કાયર પુરુષ ઘણાં શસ્ત્રો ધારણ કરે તેનું શું ફળ? દુઃખને વખતે વિમુખ થાય તેવા મિત્રથી શું ફળ? નિરક્ષર (મૂર્ખ) પુરુષના જીવવાથી શું ફળ? (આ સર્વ વ્યર્થ છે.) ૩૩.

परार्धीनं वृथा जन्म, परस्त्रीषु वृथा सुखम् ।
परगेहे वृथा लक्ष्मीर्विद्या या पुस्तके वृथा ॥ ३४ ॥

પરાધીન જન્મ વૃથા છે, પરસ્ત્રીને વિષે જે સુખ તે વૃથા છે, પર ઘરને વીષે જે લક્ષ્મી તે વૃથા છે અને પુસ્તકને વિષે જે વિદ્યા તે પણ વૃથા છે. ૩૪.

नालस्येन समं सौख्यं, न विद्या सह निद्रया ।
न वैराग्यं प्रमादेन, नारम्भेण दयालुता ॥ ३५ ॥

આલસ્યની સાથે સુખ રહેતું નથી, નિદ્રાની સાથે વિદ્યા રહેતી નથી, પ્રમાદની સાથે વૈરાગ્ય રહેતો નથી અને આરંભની સાથે દયા રહેતી નથી. ૩૫.

सा किं सभा यत्र न सन्ति वृद्धा
वृद्धा न ते ये न वदन्ति धर्मम् ।
धर्मः स नो यत्र न चैव सत्यं,
सत्यं हि तद्यत्र परस्य रक्षा ॥ ३६ ॥

धर्मकल्पद्रुम, पृ० ७८, श्लो० ६५ ( प्र. स. )

જે સભામાં વૃદ્ધ જનો ન હોય તે શું સભા કહેવાય? જે વૃદ્ધો ધર્મ ન કહે તે વૃદ્ધો ન કહેવાય. જે ધર્મમાં સત્ય ન હોય તે ધર્મ ન કહેવાય. અને જે સત્યમાં પરપ્રાણીની રક્ષા હોય તે જ સત્ય કહેવાય છે. ૩૬.

मा भूज्जन्म महाकुले तदपि चेन्मा भूद्विपत् साऽपि चे-
न्मा भूद् भूरिकलत्रमस्ति यदि तन्मा भूद् दयार्द्रं मनः ।

तच्चेदस्ति तदस्तु मृत्युरथ चेत्तस्यापि नास्ति क्षण-
स्तज्जन्मान्तरनिर्विशेषमदसद्देशान्तरेऽस्तु स्थितिः ॥३७॥
क्षेमेन्द्र कवि.

'પ્રથમ તો ઉચ્ચ કુળમાં જન્મ ન હો. કદાચ ઉચ્ચ કુળમાં જન્મ થાય તો વિપત્તિ ન થશો. કદાચ વિપત્તિ આવી પડે તો ઘણી સ્ત્રીઓ ન હોજો. કદાચ તે પણ હોય તો દયાથી બીનું મન ન થજો. કદાચ તે પણ થાય તો મૃત્યુ થજો. કદાચ તે મૃત્યુનો પણ સમય ન હોય તો જન્માંતરની જેવા સારા કે નબળા પરદેશમાં સ્થિતિ-રહેવાનું હોજો. ૩૭

સારભૂત વસ્તુ—

दयैव धर्मेषु गुणेषु दानं, प्रायेण चान्नं प्रथितं प्रियेषु ।
मेघः पृथिव्यामुपकारकेषु, तीर्थेषु मातापितरौ तथैव ॥ ३८ ॥
धर्मकल्पद्रुम, पृ० ८८, श्लो. ७१ ( दे. ला. )

પૃથ્વી ઉપર સર્વ ધર્મમાં દયા ધર્મ ઉત્તમ છે, સર્વ ગુણોમાં દાન ગુણ શ્રેષ્ઠ છે, પ્રાયે કરીને સર્વ પ્રિય વસ્તુઓમાં અન્ન વધારે પ્રિય કહેલું છે, સર્વ ઉપકાર કરનારાઓની મધ્યે મેઘ શ્રેષ્ઠ છે, અને તે જ પ્રમાણે સર્વ તીર્થોમાં માતા-પિતા જ ઉત્તમ તીર્થ છે. ૩૮.

मन्त्राणां परमेष्ठिमन्त्रमहिमा तीर्थेषु शत्रुञ्जयो
दाने प्राणिदया गुणेषु विनयो ब्रह्म व्रतेषु व्रतम् ।
सन्तोषो नियमे तपस्सु च शमस्तत्त्वेषु सद्दर्शनं,
सर्वज्ञोदितसर्वपर्वसु परं स्यादार्षिकं पर्व च ॥ ३९ ॥
उपदेशतरङ्गिणी, पृ० ९०. ( य. वि. ग्र. )

સર્વ મંત્રોને વિષે પરમેષ્ઠીમંત્રનો મહિમા મોટો છે, સર્વ તીર્થોમાં શત્રુંજય તીર્થ મોટું છે, સર્વ દાનમાં પ્રાણી-દયા એટલે અભયદાન ઉત્તમ છે, સર્વ ગુણોમાં વિનય ગુણ ઉત્તમ છે, સર્વ વ્રતોમાં બ્રહ્મચર્ય વ્રત ઉત્તમ છે, સર્વ નિયમોમાં સંતોષનો નિયમ ઉત્તમ છે, સર્વ તપમાં શમતારૂપ તપ ઉત્તમ છે, સર્વ તત્ત્વોમાં સમકિતરૂપ તત્ત્વ શ્રેષ્ઠ છે, અને સર્વજ્ઞે કહેલાં સર્વ પર્વોને વિષે સાંવત્સરિક પર્વ શ્રેષ્ઠ છે. ૩૯.

न सद्वाक्यात् परं वश्यं, न कलायाः परं धनम् ।
न हिंसायाः परोऽधर्मो न सन्तोषात् परं सुखम् ॥ ४० ॥

श्राद्धविधि, पृ० १०७.

સારા વચન કરતાં બીજું કોઇ વશીકરણ નથી, કળાથી બીજું કોઇ ધન નથી, હિંસાથી બીજો કોઈ અધર્મ નથી, અને સંતોષથી બીજું કોઇ સુખ નથી. ૪૦.

दानेन तुल्यो निधिरस्ति नान्यः,
सन्तोषतुल्यं धनमस्ति किं वा ।
विभूषणं शीलसमं कुतोऽस्ति ?,
लाभोऽस्ति नारोग्यसमः पृथिव्याम् ॥ ४१ ॥

जैनपञ्चतन्त्र, पृ० १५५. श्लो० ११२*.

દાનની જેવો બીજો કોઇ નિધિ નથી, સંતોષની જેવું બીજું કયું ધન છે ? ( કોઇ જ નથી—સંતોષ જ મોટું ધન છે.) શીલ જેવું ભૂષણ કયાંથી હોય ? ( ન જ હોય—શીલ જ અમૂલ્ય આભૂષણ છે, ) તથા પૃથ્વીને વીષે આરોગ્ય જેવો બીજો કોઈ મોટો લાભ છે જ નહીં. ૪૧.

क्षान्तितुल्यं तपो नास्ति, न सन्तोषसमं सुखम् ।
न मैत्रीसदृशं दानं, न धर्मोऽस्ति दयासमः ॥ ४२ ॥

जैनपञ्चतन्त्र, पृ० १६४, श्लो० १६२*

ક્ષમાની જેવો કોઈ તપ નથી, સંતોષ જેવું કોઈ સુખ નથી, મૈત્રીભાવના (અભય) જેવું કોઈ દાન નથી અને દયા જેવો કોઈ ધર્મ નથી. ૪૨.

नास्त्यारोग्यसमं मित्रं, नास्ति व्याधिसमो रिपुः ।
न चापत्यसमः स्नेहो न च दुःखं क्षुधासमम् ॥ ४३ ॥

पञ्चतन्त्र, पृ० ३९, श्लो० १६१.

નીરોગતા સમાન બીજો કોઈ મિત્ર નથી, વ્યાધિ સમાન બીજો કોઇ શત્રુ નથી, પુત્ર સમાન બીજો કોઇ સ્નેહ નથી અને ક્ષુધા સમાન બીજું કોઈ દુઃખ નથી. ૪૩.

तद्गृहं यत्र वसतिः, तद्भोज्यं येन जीवति ।
येन सम्पद्यते चार्थस्तत्सुखं ममताऽत्र का ? ॥ ४४ ॥

मार्कण्डपुराण, अध्याय ४०, श्लो० ५७.

જ્યાં નિવાસ છે તે જ ઘર કહેવાય છે, જેનાવડે જીવાય છે તે જ ભોજન છે, અને જેના વડે અર્થ પ્રાપ્ત થાય તે જ સુખ છે. તેમાં મમતા—આ મારું છે એવી મમત્વબુદ્ધિ શી કરવી ? ૪૪.

कलासीमा काव्यं सकलगुणसीमा वितरणं,
भये सीमा मृत्युः सकलसुखसीमा सुवदना ।

तपःसीमा मुक्तिः सकलकृतिसीमाऽऽश्रितभृतिः,
प्रिये सीमाऽऽह्लादः श्रवणसुखसीमा जिनकथा ॥४५॥

नीतिशतक, श्लो० ३७.

સર્વ કળાઓની સીમા કાવ્ય છે, સમગ્ર ગુણની સીમા દાન છે, ભયની સીમા મૃત્યુ છે, સઘળા સુખની સીમા સ્ત્રી છે, તપની સીમા મોક્ષ છે, સર્વ પુણ્યવાનની સીમા આશ્રિત જનોનું ભરણપોષણ છે, પ્રિયની સીમા હર્ષ છે અને કાનના સુખની સીમા જિનકથા છે. (અર્થાત્ સર્વ કળાઓમાં કાવ્યકળા શ્રેષ્ઠ છે, સર્વ ગુણોમાં દાનગુણ શ્રેષ્ઠ છે, સર્વ પ્રકારનાં ભયમાં મૃત્યુનો ભય મોટો છે, સર્વ જાતનાં સુખમાં સ્ત્રીનું સુખ શ્રેષ્ઠ છે, બીજી સર્વ ઇચ્છાઓ કરતાં મુક્તિની ઇચ્છા માટે તપ કરવો શ્રેષ્ઠ છે, સર્વ પુણ્યવંતોમાં આશ્રિતનું ભરણપોષણ કરનાર શ્રેષ્ઠ છે, સર્વ પ્રિય વસ્તુમાં જેનાથી હર્ષ થાય તે વસ્તુ શ્રેષ્ઠ છે, તથા સંગીતાદિકના સુખ કરતાં જિનકથાના શ્રવણનું સુખ શ્રેષ્ઠ છે.) ૪૫.

शतेषु जायते शूरः, सहस्रेषु च पण्डितः ।
वक्ता शतसहस्रेषु, दाता भवति वा न वा ॥ ४६ ॥

न रणे विजयाच्छूरोऽध्ययनान्न च पण्डितः ।
न वक्ता वाक्पटुत्वेन, न दाता चार्थदानतः ॥ ४७ ॥

इन्द्रियाणां जये शूरो धर्मं चरति पण्डितः ।
सत्यवादी भवेद्वक्ता, दाता भूतहिते रतः ॥ ४८ ॥

वेदव्याससमृति, अध्याय ४, श्लो० ६०, ६१, ६२.

સો પુરુષમાં એક શૂરવીર નીકળે છે, હજાર પુરુષમાં એક પંડિત નીકળે છે, લાખ પુરુષમાં એક વક્તા નીકળે છે, છતાં એટલા બધામાં દાતાર તો હોય કે ન પણ હોય. સંગ્રામમાં જય મેળવવાથી કાંઈ શૂરવીર કહેવાતો નથી, વિદ્યાભ્યાસ કરવાથી કાંઈ પંડિત કહેવાતો નથી, વાણીની ચતુરાઈથી કાંઈ વક્તા કહેવાતો નથી, તેમજ ધન આપવાથી જ માત્ર દાતાર કહેવાતો નથી. પરંતુ ઇંદ્રિયોનો જય કરે તે જ શૂરવીર, ધર્મનું આચરણ કરે તે જ પંડિત, સત્યવાદી હોય તે જ વક્તા અને પ્રાણીઓના હિતમાં રત હોય તે જ દાતાર કહેવાય છે. ૪૬, ૪૭, ૪૮.

आनृशंस्यं परो धर्मः, क्षमा च परमं बलम् ।
आत्मज्ञानं परं ज्ञानं, न सत्याद्विद्यते परम् ॥ ४९ ॥

महाभारत, शान्तिपर्व, अध्याय ३३७, श्लो० १२

અક્રૂરતા જ ઉત્તમ ધર્મ છે, ક્ષમા જ મોટું બળ છે, આત્મજ્ઞાન જ શ્રેષ્ઠ જ્ઞાન છે અને સત્યથી બીજું કોઈ ઉત્તમ નથી ૪૯

नास्ति विद्यासमं चक्षुर्नास्ति सत्यसमं तपः ।
नास्ति रागसमं दुःखं, नास्ति त्यागसमं सुखम् ॥ ५० ॥

महाभारत, शान्तिपर्व, अध्याय १७४, श्लो० ३५

વિદ્યા સમાન કોઈ નેત્ર નથી, સત્ય સમાન કોઈ તપ નથી, રાગ સમાન કોઈ દુઃખ નથી અને ત્યાગ સમાન કોઈ સુખ નથી. ૫૦

आपत्सु मित्रं जानीयाद्युद्धे शूरमृणे शुचिम् ।

भार्यां क्षीणेषु वित्तेषु, व्यसनेषु च बान्धवान् ॥ ५१ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० ७२.

આપત્તિમાં મિત્રની પરીક્ષા કરાય છે, યુદ્ધમાં શૂરવીરની પરીક્ષા કરાય છે, દેણું થઇ જાય ત્યારે પવિત્ર પુરુષની પરીક્ષા થાય છે, ધન ક્ષીણ થાય ત્યારે સ્ત્રીની પરીક્ષા થાય છે અને કષ્ટમાં બાંધવોની પરીક્ષા થાય છે. ૫૧.

स्नानं मनोमलत्यागो दानं त्वभयदक्षिणा ।
ज्ञानं तत्त्वार्थसम्बोधो ध्यानं निर्विषयं मनः ॥ ५२ ॥

बृहस्पतिस्मृति, श्लो० ११७.

મનના મળનો ત્યાગ કરવો તે જ સાચું સ્નાન છે, અભયરૂપ દક્ષિણા આપવી એ જ સાચું દાન છે, તત્ત્વના અર્થનો બોધ થવો એ જ સાચું જ્ઞાન છે અને કોઇ પણ વિષયમાં મન ન રહે તે જ સાચું ધ્યાન છે. ૫૨.

ते पुत्रा ये पितुर्भक्ताः, स पिता यस्तु पोषकः ।
तन्मित्रं यत्र विश्वासः, सा भार्या यत्र निर्वृतिः ॥ ५३ ॥

वृद्धचाणक्यनीति, अध्याय २, श्लो० ४.

જેઓ પિતાના ભક્ત હોય તે જ પુત્રો છે, જે પુત્રનું પોષણ કરે તે જ પિતા છે, જેના પર વિશ્વાસ રાખી શકાય તે જ મિત્ર છે, અને જેને વિષે સુખ પામી શકાય તે જ ભાર્યા કહેવાય છે. ૫૩.

नास्ति मेघसमं तोयं, नास्ति चात्मसमं बलम् ।
नास्ति चक्षुःसमं तेजो नास्ति चान्नसमं प्रियम् ॥ ५४ ॥

वृद्धचाणक्यनीति, अध्याय ५, श्लो० १७.

મેઘના જળ સમાન બીજું કોઇ ઉત્તમ જળ નથી, આત્માના બળ જેવું બીજું કોઈ બળ નથી, નેત્રના તેજ જેવું બીજું કોઇ ઉત્તમ તેજ નથી અને અન્ન જેવું બીજું કોઇ પ્રિય નથી. ૫૪.

शान्तितुल्यं तपो नास्ति, न सन्तोषात परं सुखम् ।
न तृष्णायाः परो व्याधिर्न च धर्मो दयासमः ॥ ५५ ॥

वृद्धचाणक्यनीति, अध्याय ८, श्लो० १२

શાંતિ સમાન કોઇ ઉત્તમ તપ નથી, સંતોષથી બીજું કોઇ ઉત્તમ સુખ નથી, તૃષ્ણાથી બીજો કોઇ મોટો રોગ નથી અને દયાની જેવો બીજો કોઈ ઉત્તમ ધર્મ નથી. ૫૫.

शीलं शौर्यमनालस्यं, पाण्डित्यं मित्रसङ्ग्रहः ।
अचोरहरणीयानि, पञ्चैतान्यक्षयो निधिः ॥ ५६ ॥

શીળ, શૂરતા-પરાક્રમ, અનાલસ્ય-ઉદ્યમ, પંડિતાઈ અને મિત્રનો સંગ્રહ, આ પાંચ અક્ષય નિધિ સમાન છે, અને તે ચોર વગેરેથી હરણ કરી શકાય તેવાં નથી. ૫૬.

सुवर्णपुष्पितां पृथ्वीं, विचिन्वन्ति त्रयो जनाः ।
शूरश्च कृतविद्यश्च, यश्च जानाति सेवितुम् ॥ ५७ ॥

જે પુરુષ શૂરવીર હોય, જે વિદ્યાવાન હોય અને જે સ્વામીની સેવા કરવામાં નિપુણ હોય, આ ત્રણ મનુષ્યો સુવર્ણના પુષ્પવાળી પૃથ્વીને ચુંટે છે-પૃથ્વીમાં સુવર્ણરૂપી પુષ્પોને મેળવે છે. ૫૭.

सम्पत् सरस्वती सत्यं, सन्तानं सदनुग्रहः ।
सत्ता सुकृतसम्भारः, सकाराः सप्त दुर्लभाः ॥ ५८ ॥

સંપદા, સરસ્વતી, સત્ય, સંતાન (પુત્રાદિક), સત્પુરુષની કૃપા, સત્તા (અધિકાર) અને સુકૃતની—પુણ્યની સામગ્રીઃ આ સાત 'સકાર' દુર્લભ છે. ૫૮.

या राकाशशिशोभना गतवना सा यामिनी यामिनी,
या सौन्दर्यगुणान्विता पतिरता सा कामिनी कामिनी ।
या सर्वज्ञनतिप्रमोदमधुरा सा माधुरी माधुरी,
या लोकद्वयसाधनी तनुभृतां सा चातुरी चातुरी ॥५९॥

જે પૂર્ણિમાના ચંદ્રથી શોભતી અને વાદળાં રહિત હોય તે રાત્રિ જ રાત્રિ છે. જે સૌંદર્યના ગુણે કરીને સહિત અને પતિને વિષે રાગવાળી હોય તે કામિની જ કામિની છે. જે સર્વજ્ઞને નમસ્કાર કરવાથી પ્રમોદવડે મધુર હોય, તે મધુરતા જ મધુરતા છે. અને જે પ્રાણીઓના બન્ને લોકને સાધનારી હોય, તે ચતુરાઈ જ સાચી ચતુરાઈ છે. ૫૯

विना गोरसं को रसो भोजनानां,
विना गोरसं को रसो भूपतीनाम् ? ।
विना गोरसं को रसः कामिनीनां,
विना गोरसं को रसः पण्डितानाम् ? ॥ ६० ॥

ગોરસ એટલે દૂધ, દહીં, ઘી વગેરે વિના ભોજનમાં શું રસ હોય ? ગોરસ એટલે પૃથ્વીના રસ વિના રાજાઓને શું રસ હોય ? ગોરસ એટલે ઇંદ્રિયોના રસ વિના સ્ત્રીઓને શું રસ હોય ? અને ગોરસ એટલે વાણીના રસ વિના પંડિતોને શું રસ હોય ? ૬૦.

અસાર વસ્તુ—

/ माता यस्य गृहे नास्ति, भार्या छन्दानुवर्तिनी ।
अरण्यं तेन गन्तव्यं, यथाऽरण्यं तथा गृहम् ॥ ६१ ॥

જેને ઘેર માતા ન હોય અને ભાર્યા પોતાની ઇચ્છાને અનુસરનારી સ્વચ્છંદી હોય તે પુરુષે અરણ્યમાં જવું યોગ્ય છે; કેમકે તેને તો જેવું અરણ્ય છે તેવું જ ઘર છે(-અરણ્ય અને ઘર બન્ને તુલ્ય છે.) ૬૧.

अर्थातुराणां न गुरुर्न बन्धुः, कामातुराणां न भयं न लज्जा ।
विद्यातुराणां न सुखं न निद्रा-क्षुधातुराणां न रुचिर्न वेला ॥६२॥

હિતોપદેશ, શ્લો૦ ૫૯.

જેઓ ધન મેળવવામાં વ્યાકૂળ હોય તેમને કોઇ ગુરુ નથી અને બંધુ પણ નથી; કામથી વ્યાકૂળ થયેલા પુરુષોને ભય કે લજ્જા હોતી નથી; વિદ્યા મેળવવામાં વ્યાકૂળ થયેલાને સુખ કે નિદ્રા હોતી નથી અને ક્ષુધાથી વ્યાકૂળ થયેલાને રુચિ કે વખત હોતો નથી. ૬૨.

भार्यावियोगः स्वजनापवाद ऋणस्य शेषं कृपणस्य सेवा ।
दारिद्र्यकाले प्रियदर्शनं च, विनाऽग्निना पञ्च दहन्ति कायम् ॥६३॥

સ્ત્રીનો વિયોગ, સ્વજનનો અપવાદ, દેણાનું શેષ ( દેવું દેતાં બાકી કાંઇક રહ્યું હોય તે ), કૃપણ માણસની સેવા અને ગરીબ સ્થિતિમાં પ્રિયજનનું દર્શન : આ પાંચ બાબતો અગ્નિ વિના જ શરીરને બાળે છે. ( ગરીબીમાં પ્રિયજન આવે તો તેનો સત્કાર થઇ શકે નહીં તેથી તે દુઃખદાયક થાય છે ). ૬૩.

સાર-અસારભૂત વસ્તુઃ—

विद्यासमं नास्ति शरीरभूषणं, निन्दासमं नास्ति शरीरदूषणम् ।
तृष्णा समा नास्ति परा च चिन्ता,क्लेशोपशान्तेः समता परा न॥६४॥

हिङ्गुलप्रकरण, पृ० २, श्लो० १२.

વિદ્યા સમાન ( બીજું ) શરીરનું ભૂષણ નથી, તેમ નિંદા સમાન ( બીજું ) શરીરનું દૂષણ નથી. વળી તૃષ્ણાસમાન બીજી મોટી ચિંતા નથી તથા કલેશની શાંતિથી બીજી ઉત્કૃષ્ટી સમતા નથી. ૬૪.

कस्य वक्तव्यता नाऽस्ति, सोपायं को न जीवति? ।
व्यसनं केन न प्राप्तं, कस्य सौख्यं निरन्तरम् ? ॥ ६५ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग २, श्लो० ८०८.

કોનામાં ટીકા કરવા લાયક વસ્તુ નથી ? અને ઉપાય પૂર્વક કોણ જીવનવ્યવહાર નથી ચલાવતું ? દુઃખ કોને પ્રાપ્ત થયું નથી ? અને હમેશાં સુખ કોને રહ્યું છે ? ૬૫.

कोऽतिभारः समर्थानां, किं दूरं व्यवसायिनाम् ? ।
को विदेशः सुविद्यानां, कः परः प्रियवादिनाम्? ॥ ६६ ॥

जैनपञ्चतन्त्र, पृ० ७, श्लो० २२.

સમર્થ મનુષ્યોને ઘણો ભાર પણ શો છે ? ઉદ્યમી મનુષ્યોને દૂર શું છે ? સારી વિદ્યાવાળાને પરદેશ કયો છે ? અને પ્રિય વચન બોલનારને પારકો માણસ કોણ છે ? ૬૬.

वरं मौनं कार्यं न च वचनमुक्तं यदनृतं,
वरं क्लैब्यं पुंसां न च परकलत्राभिगमनम् ।

वरं प्राणत्यागो न च पिशुनवाक्येष्वभिरुचि-
र्वरं भिक्षाशित्वं न च परधनास्वादनसुखम् ॥ ६७ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० १३५

મુંગા રહેવું સારું છે, પણ અસત્ય વચન બોલવું સારું નથી; પુરુષો નપુંસક હોય તે સારા, પણ પરસ્ત્રી સાથે ગમન કરવું સારું નથી; પ્રાણનો ત્યાગ કરવો સારો છે, પણ લુચ્ચા માણસોના વચન ઉપર પ્રીતિ રાખવી સારી નથી; તથા ભિક્ષા માગીને ખાવું સારું છે, પણ અન્યના ધનનો સ્વાદ કરવાનું સુખ મેળવવું સારું નથી. ૬૭.

वरं शून्या शाला न च खलु वरो दुष्टवृषभो
वरं वेश्या पत्नी न पुनरविनीता कुलवधूः ।
वरं वासोऽरण्ये न पुनरविवेकाधिपपुरे,
वरं प्राणत्यागो न पुनरधमानामुपगमः ॥ ६८ ॥

हितोपदेश, मित्रलाभ, पृ० ११, श्लो० १३.

શાળા-ગાયો વગેરેને રાખવાનું સ્થાન શૂન્ય ખાલી હોય તે સારું, પરંતુ દુષ્ટ બળદ તેમાં હોય તે સારું નથી. વેશ્યા ભાર્યા હોય તે સારી, પરંતુ વિનય રહિત કુળસ્ત્રી સારી નથી. અરણ્યમાં વસવું સારું છે, પરંતુ અવિવેકી રાજાના નગરમાં રહેવું સારું નથી. પ્રાણનો ત્યાગ કરવો સારો છે, પરંતુ અધમ પુરુષોનો સમાગમ સારો નથી. ૬૮

काके शौचं द्यूतकारेषु सत्यं,
सर्पे क्षान्तिः स्त्रीषु कामोपशान्तिः ।

क्लीवे धैर्यं मद्यपे तत्त्वचिन्ता,
राजा मित्रं केन दृष्टं श्रुतं वा ? ॥ ६९ ॥

राजतन्त्र ( विहवरा ), भाग २, श्लो० ७७.

કાગડાને વિષે પવિત્રતા, જુગારીને વિષે સત્ય, સર્પને વિષે ક્ષમા, સ્ત્રીને વિષે કામની શાંતિ, નપુંસકને વિષે તત્ત્વની ચિંતા અને રાજાને વિષે મિત્રતાઃ આટલી બાબત કોણે જોઇ છે કે કોણે સાંભળી છે? કોઇએ જોઇ કે સાંભળી નથી. ૬૯

कोऽर्थान् प्राप्य न गर्वितो विषयिणः कस्यापदो नागताः,
स्त्रीभिः कस्य न खण्डितं भुवि मनः को नाम राज्ञां प्रियः? ।
कः कालस्य न गोचरान्तरगतः कोऽर्थी गतो गौरवं,
को वा दुर्जनवागुरानिपतितः क्षेमेण यातः पुमान् ॥७०॥

वृद्धचाणक्यनीति, अध्याय १६, श्लो० ४.

કયો મનુષ્ય ધન પામીને ગર્વવાળો નથી થયો? વિષયમાં લુબ્ધ થયેલા કોને આપત્તિ નથી આવી? પૃથ્વી પર સ્ત્રીઓ-વડે કોનું મન ખંડિત નથી થયું? રાજાઓને કોણ પ્રિય હોય? મૃત્યુના પંજામાં કોણ નથી આવ્યો? કયો યાચક ગૌરવને પામ્યો છે? અને દુર્જન પુરુષની જાળમાં પડેલો કયો પુરુષ ક્ષેમકુશળને પામ્યો છે? ( કોઇ જ નહીં. ) ૭૦

क्रोधो वैवस्वतो राजा, तृष्णा वैतरणी नदी ।
विद्या कामदुघा धेनुः, सन्तोषो नन्दनं वनम् ॥ ७१ ॥

वृद्धचाणक्यनीति, अध्याय ८, श्लो० १३.

ક્રોધ જ યમરાજ સમાન છે, તૃષ્ણા જ નરકમાં રહેલ વૈતરણી નામની નદી સમાન છે, વિદ્યા જ કામધેનુ ગાય સમાન છે, અને સંતોષ જ નંદન વન સમાન છે. ૭૧

काव्यं चेत् सरसं किमर्थममृतं वक्त्रं कुरङ्गीदृशां,
चेत् कन्दर्पविपाण्डुगण्डफलकं राकाशशाङ्केन किम् ? ।
स्वातन्त्र्यं यदि जीवितावधि मुधा स्वर्भूर्भुवो वैभवं,
वैदर्भी यदि वद्धयौवनभरा प्रीत्या सरत्याऽपि किम् ? ॥ ७२ ॥

नलविलास, अङ्क २, श्लो० २.

જો રસવાળું કાવ્ય હોય તો અમૃતનું શું કામ છે ? જો કામદેવના આવેશથી ફીક્કા ( શ્વેત ) થયેલા ગંડસ્થળવાળું સ્ત્રીનું મુખ હોય તો પૂર્ણિમાના ચંદ્રનું શું કામ છે? જો જીવિત પર્યંત સ્વતંત્રતા હોય તો સ્વર્ગ, પૃથ્વી અને પાતાળના વૈભવનું શું કામ છે ? અને જો ભરજુવાનીવાળી પત્ની હોય તો કામદેવની સ્ત્રી રતિ અને પ્રીતિનું શું કામ છે ? ૭૨.

उदारस्य तृणं वित्तं, शूरस्य मरणं तृणम् ।
विरक्तस्य तृणं भार्या, निःस्पृहस्य तृणं जगत् ॥ ७३ ॥

उद्भटसागर, प्र. १, श्लो. ११४.

ઉદાર માણસને ધન તૃણ સમાન છે, શૂરવીરને મરણ તૃણ સમાન છે, વિરક્તને-વૈરાગ્યવાળાને ભાર્યા તૃણ સમાન છે. અને સ્પૃહા રહિત પુરુષને આખું જગત્ તૃણ સમાન છે. ૭૩.

लोभश्चेदगुणेन किं पिशुनता यद्यस्ति किं पातकैः,
सत्यं चेत्तपसा च किं शुचि मनो यद्यस्ति तीर्थेन किम् ? ।

सौजन्यं यदि किं बलेन महिमा यद्यस्ति किं मण्डनैः,
सद्विद्या यदि किं धनैरपयशो यद्यस्ति किं मृत्युना ? ।७४।
नीतिशतक ( भर्तृहरि ), श्लो० ४४.

જો લોભ હોય તો બીજા અગુણથી–દોષથી શું ? બીજા દોષનું શું કામ છે ? એ જ મોટો દોષ છે. જો પિશુનતા–ચાડિયાપણું હોય તો બીજા પાપનું શું કામ છે ? જો સત્ય હોય તો તપનું શું પ્રયોજન છે ? જો મન પવિત્ર હોય તો તીર્થનું શું કામ છે ? જો સજ્જનપણું હોય તો બળનું શું કામ છે ? જો પોતાનો મહિમા-પ્રભાવ હોય તો ઘરેણાંનું શું કામ છે ? જો સારી વિદ્યા હોય તો ધનનું શું કામ છે ? અને જો અપકીર્તિ હોય તો મૃત્યુનું શું કામ છે ? (અપકીર્તિ જ મૃત્યુ છે. ઇત્યાદિ સર્વત્ર જાણવું.) ૭૪

गतार्थसार्थस्य वरं विदेशो भ्रष्टप्रतिज्ञस्य वरं विनाशः ।
कुबुद्धिसङ्गाद्वरमेकताऽद्रौ, वरं दरिद्री बहुपापवित्तात् ॥ ७५ ॥

જેના ધનનો સમૂહ નાશ પામ્યો હોય એવા પુરુષને પરદેશ સારો છે, જે પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયો હોય તેનું મરણ સારું છે, કુબુદ્ધિવાળાનો સંગ કરવા કરતાં પર્વતમાં એકલા રહેવું સારું છે, અને ઘણુ પાપી વિત્ત કરતાં દરિદ્રી હોય તે સારો છે. ૭૫.

कोपस्य सङ्गाद्वरमग्निसेवनं, मनोऽभिषङ्गाद्वरमद्रिलङ्घनम् ।
सच्छद्मबुद्धेर्वरमल्पबुद्धिता, गर्तानिपातो वरमुग्रलोमतः ॥७६॥

ક્રોધનો સંગ કરવો, તે કરતાં તો અગ્નિનું સેવન કરવું સારું છે; કોઇને વિષે મનની આસક્તિ રાખવી, તે કરતાં

તો પર્વતનું ઉલ્લંઘન કરવું-પર્વતમાં ભટકવું સારું છે, કપટવાળી બુદ્ધિ રાખવી, તે કરતાં તો અલ્પબુદ્ધિ હોય તે સારી છે; અને તીવ્ર લોભ રાખવો, તે કરતાં તો ખાડામાં પડવું સારું છે. ૭૬.

सन्तश्चेदमृतेन किं यदि खलस्तत्कालकूटेन किं,
 दातारो यदि कल्पशाखिभिरलं यद्यर्थिनः किं तृणैः ? ।
किं कर्पूरशलाकया यदि दृशः पन्थानमेति प्रिया,
 संसारेऽपि सतीन्द्रजालमपरं यद्यस्ति तेनापि किम् ? ॥७७॥

જો દુનિયામાં સત્પુરુષો હોય અમૃતનું શું કામ છે? જે ખળ પુરુષો હોય તો કાળકૂટ વિષનું શું કામ છે? જો દાતાર પુરુષો હોય તો કલ્પવૃક્ષોનું શું કામ છે? જો યાચકજનો હોય તો તૃણની શી જરૂર છે? જો દૃષ્ટિના માર્ગમાં પ્રિયા ચાલતી હોય (પ્રિયા પોતાની દૃષ્ટિ પાસે જ હોય) તો કપૂરની સળીનું શું કામ છે? અને જો આ સંસાર છતાં પણ બીજું ઇંદ્રજાળ હોય તો તે ઇંદ્રજાળથી શું ફળ છે? કાંઇ જ નહીં. ૭૭.

का विद्या कवितां विनाऽर्थिनि जने त्यागं विना श्रीश्च का,
 को धर्मः कृपया विना क्षितिपतिः को नाम नीतिं विना ? ।
कः सूनुर्विनयं विना कुलवधूः का स्वामिभक्तिं विना,
 भोग्यं किं रमणीं विना क्षितितले किं जन्म कीर्तिं विना ? ।७८।

કવિતા વિનાની વિદ્યા શું કામની છે? યાચક લોકને દાન આપ્યા વિનાની લક્ષ્મી શા કામની છે? કૃપા વિનાનો

ધર્મ શા કામનો છે? ન્યાય વિનાનો રાજા શા કામનો છે? વિનય વિનાનો પુત્ર શા કામનો છે? પતિભક્તિ વિનાની કુળસ્ત્રી શા કામની છે? સ્ત્રી વિના ભોગ શા કામના છે? અને કીર્તિ વિના પૃથ્વી પર જન્મ થયાનું શું ફળ છે? આ સર્વ વ્યર્થ છે. ૭૮.

દુર્લભ વસ્તુઃ—

ब्राह्मणज्ञातिरद्विष्टो वणिग्जातिरवञ्चकः ।
प्रियजातिरनीर्ष्यालुः, शरीरी च निरामयः ॥ ७९ ॥

विद्वान् धनी गुणयगर्वः, स्त्रीजनश्चापचापलः ।
राजपुत्रः सुचरितः, प्रायेण न हि दृश्यते ॥ ८० ॥

त्रिषष्टि, पर्व १, सर्ग १, श्लो० ७४३, ७४४.

જાતે બ્રાહ્મણ હોય અને દ્વેષ રહિત હોય, વણિક જાતિ હોય અને અવંચક હોય-ઠગારો ન હોય, ક્ષત્રિય જાતિ હોય અને ઇર્ષ્યા રહિત હોય, પ્રાણી-મનુષ્યાદિક શરીરે રોગ રહિત હોય, વિદ્વાન પુરુષ ધનિક હોય, ગુણી પુરુષ ગર્વ રહિત હોય, સ્ત્રી જન ચપળતા રહિત હોય, અને રાજપુત્ર સદાચાર-વાળો હોય. આવા પુરુષો પ્રાયે દેખાતા નથી-કોઈક જ હોય છે. ૭૯, ૮૦.

सद्भावो नास्ति वेश्यानां, स्थिरता नास्ति सम्पदाम् ।
विवेको नास्ति मूर्खाणां, विनाशो नास्ति कर्मणाम् ॥ ८१ ॥

धर्मकल्पद्रुम, पृ० २१, श्लो० १७७ ( प्र. स. )*

વેશ્યાઓને સાચો સ્નેહ હોતો નથી, સંપત્તિને સ્થિરતા હોતી નથી, મૂર્ખ જનોને વિવેક હોતો નથી, અને કર્મનો નાશ થતો નથી એટલે ભોગવ્યા વિના નાશ થતો નથી. ૮૧.

न शैलशृङ्गे कमलं प्ररोहति,
न दुर्जनात् क्वापि शुभं प्रवर्तते ।
न साधवो यान्ति कदापि विक्रियां,
यवाः प्रकीर्णा न भवन्ति शालयः ॥ ८२ ॥

जैन पञ्चतन्त्र, पृ० ७१, श्लो० २७८.

પર્વતના શિખર ઉપર કમળ ઊગતું નથી, દુર્જન માણસથી કદાપિ શુભ-સારું કાર્ય થતું નથી, સત્પુરુષો કદાપિ વિકારને પામતા નથી, અને જવને વાવવાથી કદાપિ ડાંગેર ઊગતી નથી. ૮૨.

निःस्पृहो नाधिकारी स्यान्नाकामी मण्डनप्रियः ।
नाविदग्धः प्रियं ब्रूयात्, स्फुटवक्ता न वञ्चकः ॥ ८३ ॥

जैन पञ्चतन्त्र, श्लो० १२४*

જે સ્પૃહા રહિત હોય તે રાજ્યમાં અધિકારી થઈ શકતો નથી, અથવા જે રાજ્યમાં અધિકારી હોય તે સ્પૃહા રહિત હોતો નથી; જે અકામી હોય તેને મંડન-શરીરની શોભા-પ્રિય હોતી નથી, અથવા જેને મંડન પ્રિય હોય છે તે અકામી હોતો નથી-કામી જ હોય છે; મૂર્ખ માણસ પ્રિય વચન બોલી શકતો નથી, અને જે સ્પષ્ટ (સત્ય)વકતા હોય તે ધૂર્ત હોતો નથી. ૮૩.

निर्बीजमक्षरं नास्ति, नास्ति मूलमनौषधम् ।

निर्धना पृथिवी नास्ति, आम्नायाः खलु दुर्लभाः ॥८४॥

महाभारत, शान्तिपर्व, अ० ७३, श्लो० ११०.

કોઇ પણ અક્ષર બીજ (મંત્ર) રહિત નથી, કોઇ પણ મૂળિયું ઔષધ વિનાનું નથી, તથા પૃથ્વીનો કોઇ પણ ભાગ ધન વિનાનો નથી, પરંતુ તેના જાણનારા દુર્લભ છે–કોઈક જ હોય છે. ૮૪.

ત્યાજ્ય વસ્તુઃ—

लोभमूलानि पापानि, रसमूलानि व्याधयः ।
स्नेहमूलानि दुःखानि, त्रीणि त्यक्त्वा सुखी भव ॥ ८५ ॥

उपदेशमाला (भाषान्तर), पृ० ४९. (प्र. स.)*

પાપનું મૂળ લોભ છે, વ્યાધિનું મૂળ મધુરાદિક રસ છે, અને દુઃખનું મૂળ (કારણ) સ્નેહ છે, તેથી લોભ, રસ અને સ્નેહ એ ત્રણનો ત્યાગ કરી તું સુખી થા. ૮૫.

तरुदाहोऽतिशीतेन, दुर्भिक्षमतिवर्षणात् ।
अत्याहारादजीर्णं च, अति सर्वत्र वर्जयेत् ॥ ८६ ॥

पार्श्वनाथचरित्र ( पद्य ), सर्ग १, श्लो० १०३.

અત્યંત શીત પડવાથી વૃક્ષો બળી જાય છે, અત્યંત વૃષ્ટિ થવાથી દુકાળ થાય છે, અને અત્યંત આહાર કરવાથી અજીર્ણ થાય છે. તેથી સર્વ કાર્યમાં સર્વ ઠેકાણે અતિનો ત્યાગ કરવો યોગ્ય છે. ૮૬.

अतिदानाद्बलिर्बद्धोऽतिगर्वेण च रावणः ।
अतिरूपाद्धृता सीता, ह्यति सर्वत्र वर्जयेत् ॥ ८७ ॥

पार्श्वनाथचरित्र ( गद्य ), पृ० ३ (प्र. स.)*

અત્યંત દાન કરવાથી બલિ રાજા બંધનને પામ્યા અત્યંત ગર્વ કરવાથી રાવણ મરાયો અને અત્યંત રૂપવાળી હોવાથી સીતા હરણ કરાઈ; માટે સર્વત્ર અતિપણાને વર્જવું જોઈએ. ૮૭.

परदारं परद्रव्यं, परीवादं परस्य च ।
परीहासं गुरोः स्थाने, चापल्यं च विवर्जयेत् ॥ ८८ ॥

પરસ્ત્રી, પરધન, પરની નિંદા, પરની હાંસી અને ગુરુને સ્થાને ચપળતા, આ સર્વ ત્યાગ કરવા લાયક છે. ૮૮.

महानदीप्रतरणं, महापुरुषविग्रहम् ।
महाजनविरोधं च, दूरतः परिवर्जयेत् ॥ ८९ ॥

મોટી નદી તરવી, મોટા પુરુષની સાથે યુદ્ધ અને મહાજનની સાથે વિરોધ; આ સર્વ દૂરથી તજવા યોગ્ય છે ૮૯.

સાધનભૂત વસ્તુ:—

दानं दहति दौर्गत्यं, शीलं सृजति सम्पदम् ।
तपस्तनोति तेजांसि, भावो भवति भूतये ॥ ९० ॥

सूक्तरत्नावली ( विजयसेनसूरि ), पृ० ४७, श्लो० ४९५ (आत्मा.स )

દાન દુર્ગતિને બાળી નાંખે છે એટલે દાન દેવાથી દુર્ગતિ પ્રાપ્ત થતી નથી, શીળ પાળવાથી સંપત્તિ પ્રાપ્ત થાય છે, તપ કરવાથી તેજની વૃદ્ધિ થાય છે અને ભાવથી વિભૂતિ પ્રાપ્ત થાય છે. ૯૦.

अर्थस्य मूलं प्रियवाक् क्षमा च, कामस्य वित्तं च वपुर्वयश्च ।
धर्मस्य दानं च दया दमश्च, मोक्षस्य सर्वार्थनिवृत्तिरेव ॥९१॥

उपदेशप्रासाद, भाग २, पृ० ७० ( प्र स. )

પ્રિય વાણી અને ક્ષમા એ અર્થનું (ધન વગેરે પ્રયોજનનું) મૂળ કારણ છે; ધન, સારું શરીર અને યૌવન વય એ કામનું મૂળ કારણ છે; દાન, દયા અને ઇંદ્રિયોનું દમન એ ધર્મનું મૂળ કારણ છે; તથા સર્વ પ્રકારના અર્થની નિવૃત્તિ સર્વનો ત્યાગ–એ મોક્ષનું મૂળ કારણ છે. ૯૧.

आचारः कुलमाख्याति, वपुराख्याति भोजनम् ।
सम्भ्रमः स्नेहमाख्याति, देशमाख्याति भाषितम् ॥ ९२ ॥

सूक्तमुक्तावली, पृ० २३६, श्लो० २९ ( हीं. हं.)

આચરણ ઉપરથી માણસનું કુળ જણાઈ આવે છે, શરીર ઉપરથી તે કેવું ભોજન કરતો હશે તે જણાઇ આવે છે, તેનો સ્નેહ કેવો છે? તે સંભ્રમ ઉપરથી જણાઇ આવે છે, તથા ભાષા ઉપરથી તેનો દેશ જણાઇ આવે છે. ૯૨.

दुर्मन्त्रान्नृपतिर्विनश्यति यतिः सङ्गात् सुतो लालनात्,
विप्रोऽनध्ययनात् कुलं कुतनयात् शीलं खलोपासनात् ।
मैत्री चाप्रणयात्समृद्धिरनयात् स्नेहः प्रवासाश्रयात्,
स्त्री मद्यादनवेक्षणादपि कृषिस्त्यागात्प्रमादाद्धनम् ॥ ९३ ॥

जैनपञ्चतन्त्र, श्लो० १२९

દુષ્ટ મંત્રથી–વિચારથી (અથવા દુષ્ટ મંત્રીથી) રાજાનો વિનાશ થાય છે, સંગથી યતિ વિનાશ પામે છે, પુત્ર લાડ લડાવવાથી વિનાશ પામે છે, બ્રાહ્મણ અભ્યાસ નહીં કરવાથી નાશ પામે છે, કુળ ખરાબ પુત્રથી નાશ પામે છે, શીળ લુચ્ચા માણસની સેવાથી નાશ પામે છે, મૈત્રી અનમ્રતાથી નાશ પામે છે, સમૃદ્ધિ અન્યાયથી નાશ પામે છે, સ્નેહ પરદેશ રહેવાથી નાશ

પામે છે, સ્ત્રી મદિરાથી નાશ પામે છે, ખેતી નહીં સંભાળવાથી નાશ પામે છે, અને આપી દેવાથી તથા પ્રમાદથી ધન નાશ પામે છે. ૯૩.

किमशक्यं बुद्धिमतां, किमसाध्यं निश्चयं दृढं दधताम् ।
किमवश्यं प्रियवचसां, किमलभ्यमिहोद्यमस्थानाम् ॥ ९४ ॥

पञ्चतन्त्र, पृ० ५३, श्लो० १८४.

આ જગતમાં બુદ્ધિમાન પુરુષોને કયું કાર્ય અશક્ય છે? દૃઢ નિશ્ચયને ધારણ કરનાર પુરુષોને કયું કાર્ય અસાધ્ય છે? પ્રિય-મધુર વચન બોલનાર પુરુષોને કોણ વશ થતું નથી? ઉદ્યમમાં રહેલા પુરુષોને કઇ વસ્તુ મળી શકતી નથી ? ૯૪.

उत्तमं प्रणिपातेन, शूरं भेदेन योजयेत् ।
नीचमल्पप्रदानेन, इष्टं धर्मेण योजयेत् ॥ ९५ ॥

उपदेशप्रासाद मूल, भाग २, पृ० ७० ( प्र. स. )*

ઉત્તમ પુરુષને નમસ્કાર સાથે જોડવો એટલે તેને નમસ્કાર કરી પ્રસન્ન કરવો, શૂરવીર માણસને ભેદવડે જોડવો એટલે તેને ભેદ પમાડવો, નીચ માણસને અલ્પ દાનની સાથે જોડવો એટલે તેને કાંઇક આપીને અનુકૂળ કરવો, અને પ્રિય માણસને ધર્મ સાથે જોડવો એટલે તેને ધર્મ પમાડવો. ૯૫.

कर्म्माणि सर्वाणि च मोहनीये, दुःखानि सर्वाणि दरिद्रतायाम् ।
पापानि सर्वाणि च चौर्यभावे, दोषा अशेषा अनृते भवन्ति॥९६॥

धर्मकल्पद्रुम, पृ० १६६, श्लो. ४.

મોહનીય કર્મમાં સર્વ કર્મો રહેલાં છે, દરિદ્રતામાં સર્વ

દુઃખો રહેલાં છે, ચોરીને વિષે સર્વ પાપો રહેલાં છે અને અસત્યને વિષે સર્વ દોષો રહેલા છે. ૯૬.

दुर्मन्त्री राज्यनाशाय, ग्रामनाशाय कुञ्जरः ।
श्यालको गृहनाशाय, सर्वनाशाय मातुलः ॥ ९७ ॥

वृहत्प्रबोधमाला (वराहमिहीर), अ० १९, श्लो. ४३.

ખરાબ મંત્રી રાજ્યના નાશ માટે છે, હાથી ગામના નાશ માટે છે સાળો ઘરના નાશ માટે છે અને મામો સર્વના નાશ માટે છે. ૯૭.

सत्यानुसारिणी लक्ष्मीः, कीर्तिस्त्यागानुसारिणी ।
अभ्यासंसारिणी विद्या, बुद्धिः कर्मानुसारिणी ॥ ९८ ॥

લક્ષ્મી સત્યને અનુસરે છે એટલે જ્યાં સત્ય છે ત્યાં લક્ષ્મી છે, દાનને અનુસારે કીર્તિ પ્રાપ્ત થાય છે, અભ્યાસને અનુસારે વિદ્યા પ્રાપ્ત થાય છે, તથા બુદ્ધિ કર્મને અનુસરનારી હોય છે. ૯૮.

यन्त्रमेको द्वयोर्मन्त्रं, त्रिभिर्गीतं चतुःपथम् ।
कृषिं च पञ्चभिः कुर्यात्, सङ्ग्रामो बहुभिर्जनैः ॥९९॥

કોઇ યંત્ર વગેરે આળેખવો હોય તો એકાંતમાં એક જ પુરુષની જરૂર છે, કાંઇ વિચાર કરવો હોય તે વખતે બે પુરુષની જ જરૂર છે, ગીત ગાવામાં ત્રણની જરૂર છે, માર્ગે-પરદેશ જવામાં ચારની જરૂર છે, ખેતી કરવામાં પાંચની જરૂર છે, અને યુદ્ધસમયે ઘણાની જરૂર છે. ૯૯.

અજ્ઞેય વસ્તુ—

राष्ट्रस्य ( राज्ञश्च ) चित्तं कृपणस्य वित्तं,
मनोरथं दुर्जनमानुषाणाम् ।
स्त्रियाश्चरित्रं पुरुषस्य भाग्यं,
देवा न जानन्ति कुतो मनुष्याः ? ॥ १०० ॥

धर्मदासपुराण ( वसुधर ), अध्याय ७, श्लो० ४५.

રાજાના ચિત્તને, કૃપણ પુરુષના વિત્તને, દુર્જન મનુષ્યોના મનોરથને, સ્ત્રીના ચરિત્રને અને પુરુષના ભાગ્યને દેવો પણ જાણતા નથી, તો પછી મનુષ્યો ક્યાંથી જાણે ? ૧૦૦.

अश्वप्लुतं माधवगर्जितं च,
स्त्रीणां च चित्तं पुरुषस्य भाग्यम् ।
अवर्षणं चाप्यतिवर्षणं च,
देवो न जानाति कुतो मनुष्यः ? ॥ १०१ ॥

प्रबोधचन्द्रिका, श्लो० २१२.

અશ્વનું કૂદવું, વસંત ઋતુમાં મેઘની ગર્જના, સ્ત્રીઓનું ચિત્ત, પુરુષનું ભાગ્ય, વરસાદ ન થવો અને અતિવૃષ્ટિ થવી; એ સર્વ દેવ પણ જાણતા નથી, તો પછી મનુષ્ય ક્યાંથી જાણે ? ૧૦૧.

અસાધ્ય વસ્તુ—

जामाता जठरं जाया, जातवेदा जलाशयः ।
पूरिता नैव पूर्यन्ते, जकाराः पञ्च दुर्भराः ॥ १०२ ॥

वृहत्प्रबोधमाला ( वराहमिहिर ), अध्याय १९, श्लो० ४४

જમાઇ, જઠર (ઉદર), જાયા (સ્ત્રી), જાતવેદ (અગ્નિ) અને જળાશય (સમુદ્ર) આ પાંચ જકારવાળા પદાર્થો દુઃખે કરીને ભરી શકાય છે. તેમને પૂર્ણ કર્યા છતાં પણ પૂર્ણ થતાં નથી. (અર્થાત્ જમાઇ તથા સ્ત્રીને અલંકારાદિક ઘણું આપ્યું હોય તોપણ તેમને તૃપ્તિ થતી નથી, હમેશાં પુષ્કળ મિષ્ટાન્નાદિક જમ્યા છતાં ઉદર ખાલી થઇ જાય છે, અગ્નિમાં ઘણા કાષ્ઠાદિક નાંખ્યા છતાં તે શાંત થતો નથી, અને સમુદ્રમાં મેઘ તથા નદીઓનું ઘણું જળ આવ્યા તે છતાં ભરાઇ જતો નથી. ) ૧૦૨.

## ભિક્ષુકની તુંબડીઃ—

तन्वी चारुपयोधरा सुवदना श्यामा मनोहारिणी,
नीता निष्करुणेन केनचिदहो देशान्तरादागता ।
उत्सङ्गोचितया तया रहितया किं जीवनं प्रेक्षसे,
भिक्षो ! ते दयिताऽस्ति किं ? न हि न हि प्राणप्रिया तुम्बिका॥१०३॥

સૂક્ષ્મ શરીરવાળી, સુંદર પયોધર-સ્તનવાળી, સારા મુખવાળી, શ્યામા (જુવાન સ્ત્રી) અને મનને હરણ કરનારી તથા પરદેશથી પ્રાપ્ત થએલી એવી તેણીને અહો ! કોઇ નિર્દય માણસ ઉપાડી ગયો. ખોળામાં બેસવાને ઉચિત એવી તેણીના વિના શું તું સારું જીવન જુએ છે? હું જીવી શકીશ એમ તું માને છે? (આવું કોઇ ભિક્ષુનું વચન સાંભળી કોઇ પુરુષે તેને પૂછયું કે) હે ભિક્ષુ! શું આવી તારી સ્ત્રીને કોઈ હરી ગયો? (ત્યારે ભિક્ષુએ જવાબ આપ્યો કે) ના, ના, તે તો મારી પ્રાણથી પણ પ્રિય એવી તુંબડી હતી. (તુંબડી પણ પાતળી, સુંદર

જળને ધારણ કરનારી, સારા સુખવાળી, મનોહર, પરદેશથી આવેલી હોય છે. તેમજ ખોળામાં રાખવા લાયક હોય છે. તેના વિના જળને અભાવે જીવિત રહી શકે નહીં.) ૧૦૩.

## ભિક્ષુકની લાકડીઃ—

**या पाणिग्रहलालिता सुसरला तन्वी सुवंशोद्भवा,**
**गौरी स्पर्शसुखावहा गुणवती नित्यं मनोहारिणी ।**
**सा केनापि हृता तया विरहितो गन्तुं न शक्तोऽस्म्यहं,**
**रे भिक्षो ! तव कामिनी न हि न हि प्राणप्रिया यष्टिका ॥१०४॥**

કોઈ ભિક્ષુક કહે છે કે-જેનું પાણિગ્રહણ કરવાથી મેં લાલન કરેલી છે, જે અત્યંત સરળ છે, જે સૂક્ષ્મ શરીર-વાળી છે, જે સારા વંશમાં ઉત્પન્ન થયેલી છે, જે ગૌર વર્ણવાળી છે, જે સ્પર્શના સુખને વહન કરનારી છે, જે ગુણ-વાળી છે, અને જે મનને હરનારી છે તે કોઈથી હરણ કરા-યેલી છે, તેનાથી રહિત હું જવાને માટે શક્તિમાન નથી. (તે સાંભળી કોઈ પુરુષે તેને પૂછયું કે ) હે ભિક્ષુક! તેવી તારી કામિની(સ્ત્રી)ને કોઈ હરી ગયો ? (ત્યારે ભિક્ષુએ જવાબ આપ્યો કે ) ના, ના, મારી સ્ત્રી નહીં, પરંતુ તે તો મારા પ્રાણથી પણ પ્રિય એવી યષ્ટિકા છે. (યષ્ટિ હાથમાં ગ્રહણ કરાય છે, સીધી હોય છે, પાતળી હોય છે, વાંસની હોય છે, ઉજ્જ્વળ, સ્પર્શમાં સુખકારક, ગુણવાળી અને મનોહર પણ હોય છે. ૧૦૪.



# अनुपूर्ति-श्लोकाः

[ આ વિભાગમાં, પહેલાં જે વિષયોના શ્લોકો છપાઈ ગયા છે તે જ વિષયોના બીજા જે સારા સારા શ્લોકો મળી આવ્યા તે દાખલ કરવામાં આવ્યા છે. ]

## १ धार्मिक विभाग

**અહિંસાનું સ્વરૂપઃ–**

अहिंसा नाम यल्लोके, स्वस्वभावप्रवर्तिनाम् ।
जीवितव्यैकसाराणां, प्राणिनां प्राणरक्षणम् ॥ १ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग २, श्लो० ४७. (य. वि. ग्रं).

પોતપોતાના સ્વભાવ પ્રમાણે વર્તતા અને જીવનને સારભૂત ગણતા એવા પ્રાણીઓનું રક્ષણ કરવું એનું નામ અહિંસા છે. ૧.

**દયાનું સ્વરૂપઃ–**

यत्नादपि परक्लेशं, हर्तुं या हृदि जायते ।
इच्छा भूमिसुरश्रेष्ठ !, सा दया परिकीर्त्तिता ॥ २ ॥

હે દ્વિજશ્રેષ્ઠ ! બહુ પ્રયત્નથી પણ પારકા દુઃખને દૂર કરવા માટે હૃદયમાં જે ઇચ્છા થાય તેને દયા કહી છે. ૨.

દયાનો ઉપદેશઃ—

कृमिकीटपतङ्गेषु, तृणवृक्षादिकेष्वपि ।
दयां सर्वत्र कुर्वीत, यथाऽऽत्मनि तथा परे ॥ ३ ॥

*हिन्दुशास्त्र.*

કીડા, મકોડા અને પતંગને વિશે તથા ઘાસ અને વૃક્ષોને વિશે, એમ બધી જગ્યાએ, પોતાના આત્માની જેમ પારકાને વિશે, દયા કરવી જોઈએ. ૩.

દયાનું ફળઃ—

सर्वजीवदयार्थं तु, ये न हिंसन्ति प्राणिनः ।
निश्चितं धर्मसंयुक्तास्ते नराः स्वर्गगामिनः ॥ ४ ॥

महाभारत, शान्तिपर्व, अ० ५३, श्लो० ८९.

જેઓ જીવદયાની ખાતર પ્રાણિઓની હિંસા કરતા નથી, તે ધર્મશાળી મનુષ્યો ચોક્કસ સ્વર્ગે જનારા છે. ૪.

બ્રહ્મચર્ય મહિમાઃ—

ब्रह्मव्रतरता ये च, विरता याऽन्ययोषितः ।
महातेजस्विनस्ते स्युर्वन्द्या दिविषदामपि ॥ ५ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग २, श्लो० ७२६ (य. वि. ग्रं)

જેઓ બ્રહ્મચર્ય વ્રતમાં મગ્ન અને પર સ્ત્રીઓથી દૂર રહેતા હોય તેઓ અતિ તેજસ્વી અને દેવોને પણ વંદનીય થાય છે. ૫.

तूर्यं यद्ब्रह्मव्रतं नाम, परमब्रह्मकारणम् ।
शौचानां परमं शौचं, तपसां च परं तपः ॥ ६ ॥

हिन्दुशास्त्र.

પરમ બ્રહ્મના કારણભૂત એવું ચોથું બ્રહ્મચર્ય નામનું વ્રત પવિત્રમાં પવિત્ર અને સર્વશ્રેષ્ઠ તપ છે. ૬.

एकरात्रमपि प्रायेणाजिह्मब्रह्मचारिणः ।
पुराणमतिभिः पुण्यमुच्यते विगतोपमम् ॥ ७ ॥

हिन्दुशास्त्र.

પ્રયત્ન પૂર્વક એક રાત જેટલું બ્રહ્મચર્ય પાળવામાં પણ પુરાણકારોએ નિરૂપમ પુણ્ય કહ્યું છે. ૭.

न दुष्करं दुष्करकार्यसाधनं, न दुष्करं दुष्करकष्टमर्षणम् ।
वह्नौ प्रवेशोऽपि न दुष्करः स्मृतो ब्रह्मव्रतं दुष्करदुष्करं त्वहो ॥८॥

धर्मधियोगमाला, श्लो० ३७.

મહાન્ કઠીન એવા કાર્યને કરી લેવું તે દુષ્કર નથી, અસહ્ય-ભયંકર એવાં કષ્ટોને સહવાં તે દુષ્કર-મુશ્કેલ નથી. તથા બળતી આગમાં પ્રવેશ કરવો તે પણ દુષ્કર નથી,(આ બધું સહેલું છે) પણ બ્રહ્મચર્ય વ્રતને મન, વચન તથા શુદ્ધ શરીરથી પાળવું તે દુષ્કરમાં દુષ્કર-કઠીનમાં કઠીન કાર્ય છે. ૮.

બ્રહ્મચર્ય નાશનાં કારણોઃ-

रूपं च तारुण्यमृदुत्वसौख्य-मेकान्तवासोऽप्यवकाशहास्ये ।
शृङ्गारचेष्टाश्च गरिष्ठभोजः, प्रायो नृणां ब्रह्मविनाशकानि ॥९॥

मुनि हिमांशुविजय.

૩૫, સુવાવસ્થા, કોમળતા, અત્યંત સુખીપણું, એકાંત વાસ, કોઈ કાર્ય વગર ખાલી રહેવું-નવરાશ, બહુ હાસ્ય, શૃંગારની અનેક ચેષ્ટાઓ તથા ગરિષ્ઠ-માદક ભોજનઃ આ બધાં કારણો પ્રાયઃ બ્રહ્મચર્યનાં નાશક નિવડે છે. ૯.

अब्रह्मदोषे न वयो न जाति-र्वेषोऽधिकारोऽपि न हेतुरस्ति ।
अतो युवैवान्त्यज एव दोषी, वृद्धोऽग्रगो नेति वचो न सत्यम् ॥१०॥

मुनि हिमांशुविजय

બ્રહ્મચર્યનો નાશ કરવામાં ઉમ્મર, જાતિ, વેષ કે અધિકાર એ સાચાં-નિશ્ચિત-કારણો નથી, તેથી જુવાન હોય તથા હલકી જાતિનો હોય તે જ પતિત થાય, વૃદ્ધ અને ઊંચી જાતિના બધા શુદ્ધ જ રહી શકે છે તે વગેરે ( તેવાં ) વાક્યો સાચાં નથી. ૧૦.

કામી : અંધ

अनेकदीपेषु गृहे ज्वलत्सु, प्रकाशितायामथ चन्द्रिकायाम् ।
अनर्घ्यरत्नांशुरविप्रकाशे, सत्यप्यहो! कामिजनोऽन्ध एव ॥११॥

पश्यन्ति नोलूकनिलोकने दिने,
पदार्थजातं न च वायसा निशि ।
कामी त्वहो ! कामहताऽऽत्मलोचनो
दिने निशायां च विलोकतेऽपि न ॥ १२ ॥

मुनि हिमांशुविजय.

ઘરમાં અનેક દીવાઓ બળતા હોય, પૂનમની અજવાળી રાત-જ્યોત્સ્ના ખીલેલી હોય, અમૂલ્ય રત્નોનાં કિરણો તથા

સૂર્યનો પ્રકાશ હોય છતાં આશ્ચર્ય છે કે કામજ્વરવાળો કામી આંધલો જ હોય છે. મા-બહેન, જાત-કજાત, ધર્મ-અધર્મ, યશ-અપયશઃ એ કાંઇ પણ દેખતો કે સમજતો નથી. ૧૧.

કોઇ પણ વસ્તુને ઘૂવડની આંખો દિવસમાં જ જોઈ શકતી નથી. કાગડા ફક્ત રાત્રે જ જોતા નથી; પરંતુ આશ્ચર્ય દુઃખની વાત છે કે કામ ભાવનાથી જેનાં આત્મા તથા નેત્રો નષ્ટ થયાં છે તે કામીજન તો દિવસે કે રાત્રે કયારે પણ જોઈ શકતો નથી. સદાને માટે આંધલો જ છે. (મતલબ કે કામીજન બધું ભાન ભૂલી જઇ જડજેવો થાય છે.) ૧૨.

मुष्णन्ति विषयस्तेना दहति स्मरपावकः ।
रुन्धन्ति वनिताव्याधाः, सङ्गैरङ्गीकृतं नरम् ॥ १३ ॥

સંગે-પરિગ્રહે અંગીકાર કરેલા માણસને-પરિગ્રહધારી મનુષ્યને વિષયરૂપી ચોરો લૂંટે છે, કામરૂપી અગ્નિ બાળે છે અને સ્ત્રીરૂપી શિકારીઓ રૂંધે છે. ૧૩.

બ્રહ્મચર્યખંડન ફળઃ-

यस्तु प्रव्रजितो भूत्वा, पुनः सेवेत मैथुनम् ।
पष्टिवर्षसहस्राणि, विष्टायां जायते कृमिः ॥ १४ ॥

शातातपस्मृति, अध्याय १९, श्लो० ६०.

જે માણસ દીક્ષા લીધા પછી પાછો બ્રહ્મચર્યનું ખંડન કરે તે સાઠ હજાર વર્ષો સુધી વિષ્ઠામાં કીડો થાય છે. ૧૪.

અભક્ષ્ય પદાર્થોઃ-

द्विदलान्नं पर्युषितं, शाकपूपादिकं च यत् ।

दध्यहर्द्वितयातीतं, क्वथितान्नफलादिकम् ॥ १५ ॥

काललोकप्रकाश, सर्ग ३०, श्लो० ७०४.

વિદળ (કાચાં દહીં, દૂધ કે છાશ સાથે કઠોળની કોઈ ચીજનું મિશ્રણ થાય તે વિદળ કહેવાય છે,) વાસી શાક, રોટલી, પુડલા વગેરે, બે દિવસ ઉપરાંતનું દહીં અને બગડી ગયેલ અન્ન કે ફળવગેરે (અભક્ષ્ય સમજવાં). ૧૫.

रात्रिभुक्तिकृतां घूक–मार्जार–फणिनां भवाः ।
भवेयुर्नरकाध्वानः, प्रधानज्ञानवर्जिताः ॥ १६ ॥

भविष्यदत्तचरित्र, अधिकार ९–१०, श्लो० १५.

રાત્રિભોજન કરનારને ઘુવડ, બીલાડી તથા સર્પના ભવો મળે છે અને શ્રેષ્ઠ જ્ઞાનથી રહિત તેઓ નરકગામી થાય છે. ૧૬

રાત્રિભોજનત્યાગઃ–

मक्षिकाः चटकाः काकाः, कपोताद्याः परेऽपि हि ।
तिर्यञ्चो निशि नादन्ति, मनुष्याणां तु का कथा ? ॥१७॥

भविष्यदत्तचरित्र, अधिकार ९–१०, श्लो० १९.

માખીઓ, ચકલાં, કાગડા, કબૂતર વગેરે અને બીજાં પણ પ્રાણીઓ રાત્રે ખાતાં નથી, તો પછી મનુષ્યને માટે તો પૂછવું જ શું ? ૧૭.

અનર્થદંડઃ–

खण्डनी पेषणी चुल्ली, जलकुम्भः प्रमार्जनी ।
पञ्च शूना गृहस्थस्य, बध्यते यास्तु वाहयन् ॥ १८ ॥

उपदेशप्रासाद, स्तम्भ ९, व्याख्यान १२४.

ખાંડણી, ઘંટી, ચુલો, પાણિયારું અને સાવરણીઃ ગૃહસ્થોનાં આ પાંચ વાનાં હિંસાનાં સ્થાન છે. તેને વાપરવાથી હિંસા લાગે છે. ૧૮.

धनं यचार्ज्यते किञ्चित्, कूटमान–तुलादिभिः ।
नश्येत नैव दृश्येत, तप्तपात्रेऽम्बुबिन्दुवत् ॥ १९ ॥

उपदेशप्रासाद, स्तम्भ ९, व्याख्यान १२६.*

ખોટાં માપ અને ખોટાં તોલથી જે કાંઈ દ્રવ્ય મેળવાય છે તે અગ્નિથી તપાવેલા વાસણ ઉપર મૂકેલા પાણીના ટીપાની જેમ નાશ પામે છે, અને તેનું નામ-નિશાન પણ જોવામાં આવતું નથી. ૧૯.

પૌષધનું સ્વરૂપઃ—

पोषं धर्मस्य धत्ते यत्, तद्भवेत् पौषधव्रतम् ।
आहारदेहसत्काराब्रह्मव्यापारवर्जनम् ॥ २० ॥

काललोकप्रकाश, सर्ग ३०, श्लो० ७१४.

જે ધર્મના પોષણને ધારણ કરે તે પૌષધવ્રત કહેવાય છે. તે વ્રતમાં આહાર, શરીરસત્કાર, અબ્રહ્મચર્ય અને વ્યાપારનો ત્યાગ કરવાનો હોય છે. ૨૦.

અતિથિવ્રતનું સ્વરૂપઃ–

सदा क्वचिद् वा दिवसे, साधूनां दानपूर्वकम् ।
भुज्यते यत् तदतिथिसंविभागाभिधं व्रतम् ॥ २१ ॥

काललोकप्रकाश, सर्ग ३, श्लो० ७१९.

[1] હમેશાં અથવા (શક્તિ અનુસારે) કોઇક દિવસે સાધુઓને દાન આપવાપૂર્વક ભોજન કરવું તેને અતિથિસંવિભાગવ્રત કહ્યું છે. ૨૧.

## વિષયોની ભયંકરતાઃ-

आपातमधुराः सर्वे, विषयाः प्रान्तदारुणाः ।
भवे किञ्चिन्न पश्यामि, सारं रम्भान्तरे इव ॥ २२ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग १, श्लो० ७४१.

બધા વિષયો ઉપરથી જોતાં (પ્રારંભમાં) મીઠા લાગે છે પણ તેનો અંત-છેડો તો બહુ ભયંકર હોય છે. (આ કારણથી) કેળના ઝાડની અંદર કંઈ પણ સાર-સત્ત્વ હોતું નથી, તેમ આ સંસારમાં જરા પણ સાર દેખાતો નથી. ૨૨.

## કષાયોના નાશનો ઉપાયઃ-

वैराग्यहस्तिनः पीठे, समारोप्य स्वमानसम् ।
विवेकविनयाद्यैर्हि, जीयात् क्रोधादरीन् बुधः ॥ २३ ॥

धर्मवियोगमाला, श्लो० ३२.

વિદ્વાનોએ વૈરાગ્યરૂપી હાથી ઉપર પોતાના મનને બેસારી, વિવેક વિનય વગેરે (ગુણો રૂપી શસ્ત્રો) થી ક્રોધ, માન, માયા, લોભ, કામ, મોહ વગેરે શત્રુઓનો નાશ કરવો જોઇએ. ૨૩.

करोति यत् प्रेत्यहिताय किञ्चित्,
कदाचिदल्पं सुकृतं कथञ्चित् ।

मा जीहरस्तन्मदमत्सराद्यै-
विना च तन्मा नरकातिथिर्भूः ॥ २४ ॥

अध्यात्मकल्पद्रुम, अधिकार ७, पृ० ७१, श्लो० १३.

કોઈ વખત મહા મુશ્કેલીએ આવતા ભવ માટે જરા કાંઇ સારું કામ (સુકૃત્ય) કરવાનું તારે બની આવે તો પછી વળી તેને મદ મત્સર કરીને હારી જઈશ મા, અને સુકૃત્ય વગર તું નરકનો પરોણો થઈશ મા. ૨૪.

धत्से कृतिन् यद्यपकारकेषु, क्रोधं ततो धेह्यरिषट्क एव ।
अथोपकारिष्वपि तद्भवार्तिकृत्कर्म हृन्मित्रबहिर्द्विषत्सु ॥२५॥

अध्यात्मकल्पद्रुम, अधिकार ७, श्लो० १०.

હે પંડિત ! તારું અહિત કરનાર ઉપર તું ક્રોધ કરતો હો તો ષડ્રિપુ (છ શત્રુ–કામ, ક્રોધ, લોભ, માન, મદ અને હર્ષ) ઉપર ક્રોધ કર અને, જો તું તારા હિત કરનાર ઉપર પણ ક્રોધ કરતો હોય તો સંસારમાં થતી સર્વ પીડા કરનારાં જે કર્મો છે તેઓને હરી જનારને (ઉપસર્ગો કરનારા વગેરે) જે ખરેખરા તારા હિતેચ્છુ છે અને બાહ્ય દૃષ્ટિથી જે તારા શત્રુ જેવા લાગે છે તેના ઉપર ક્રોધ કર. ૨૫.

મોહનું પ્રાબલ્યઃ—

भगवन् ! न भवेद् मोहो जगत्यस्मिन् सुदुर्जनः ।
मोक्षमार्गस्तदा न स्याद् मुमुक्षुणां सुदुर्गमः ॥ २६ ॥

मुनि हिमांशुविजय.

હે ભગવાન ! આ સંસારમાં જો દુષ્ટ એવો મોહ ન હોત

તો મોક્ષમાં જવાની ઇચ્છાવાળા સતપુરુષોને માટે મોક્ષનો માર્ગ દુષ્કર-કઠિન ન થાત. (અર્થાત્ મોક્ષ મેળવવામાં મહાન્ બાધક મોહ જ છે.) ૨૬.

મોહનાશનો ઉપાયઃ–

रात्रिवन्नाशयत्याशु, मोहः सुमनसां गुणान् ।
उदेति ज्ञानसूर्यश्चेत्, तदा मोहपराजयः ॥ २७ ॥

मुनि हिमांशुविजय.

જેમ રાત, ફૂલોના વિકાસાદિ ગુણોનો નાશ કરે, તેમ મોહ સત્પુરુષોના શમદમાદિ ગુણોનો વેગથી નાશ કરે છે. જો જ્ઞાનરૂપી સૂર્ય ઊગે તો મોહનો પરાજય થઈ જાય. ૨૭.

પુણ્યનો નાશઃ–

नैवं प्रधार्यं हृदि मानवैरिदं,
"कथं प्रसिद्धिर्भुवि दुष्कर्मणाम् ।"
यतोऽस्ति तेषां प्रबलं पुरार्जितं,
पुण्यं तु नष्टेऽत्र समग्रनाशनम् ॥२८॥

मुनि हिमांशुविजय.

મનુષ્યોએ એમ ન સમજવું કે "અયોગ્ય નિંદ્ય કાર્ય કરનારાઓની પણ જગતમાં ખ્યાતિ (નામના) કેમ થાય છે?" તેવા માણસોએ પૂર્વ જન્મમાં કોઈ પ્રબલ પુણ્ય બાંધ્યું છે જેથી તેઓ આ જન્મમાં ગમે તેવાં દુષ્ટ કાર્યો કરે તોપણ જ્યાં લગી તેમનું પુણ્ય પૂરું થયું-ખૂટ્યું-નથી ત્યાં લગી તેમની ખ્યાતિ ટકે છે પણ તે પુણ્યનો નાશ થયો કે ખ્યાતિ

કરાવનારી બધી વસ્તુઓનો નાશ થઇ જશે. ભાષામાં કહેવત છે કે–

जब लग पुरब पुण्यकी, पुंजी नहीं करार।
तब लग सब कुछ माफ है, औगुन करो हजार ॥ २८.

પાપકાર્યઃ–

शीतात्तापान्मक्षिकाकर्तृणादिस्पर्शाद्युत्थात्कष्टतोऽल्पाद्बिभेषि ।
तास्तार्थैभिःकर्मभिःस्वीकरोषि,श्वभ्रादीनां वेदना धिग् धियं ते॥२९॥

अध्यात्मकल्पद्रुम, अधिकार १०, पृ० १३२, श्लो० २५.

ટાઢ, તડકો, માંખીના ડંસ અને કર્કશ તૃણાદિના સ્પર્શથી થયેલાં બહુ થોડાં અને થોડા વખત સુધી ચાલે તેવાં કષ્ટોથી તું ડરી જાય છે. અને તારા પોતાના કૃત્યોથી પ્રાપ્ત થનારી નરક નીગોદની મહાવેદનાઓનો અંગીકાર કરે છે. રંગ છે તારી અક્કલને! ૨૯.

ચાર ભાવનાનાં નામઃ–

मैत्रीप्रमोदकारुण्यमाध्यस्थ्याख्या महागुणाः ।
युक्तस्तैर्लभते मुक्तिं, जीवोऽनन्तचतुष्टयम् ॥ ३० ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग ६, श्लो० ३८२ (य. वि ग्र.)

મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ નામના ( ચાર ) મહાગુણો છે. તે ગુણોથી યુક્ત એવો માણુસ અનંત ચતુષ્ટયને અને મુક્તિને મેળવે છે. ૩૦.

ચાર ભાવનાનું સ્વરૂપઃ–

मैत्री परहिते चिन्ता, परार्तिच्छेदधीः कृपा ।

मुदिता सद्गुणे तुष्टिर्माध्यस्थं पाप्युपेक्षणम् ॥ ३१ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग ६, श्लो० ३८१ (य. वि. ग्रं.)

પારકાના હિતનો વિચાર તે મૈત્રી ભાવના, પારકાના દુઃખને છેદવાની બુદ્ધિ તે કરુણા ભાવના, સદ્ગુણો ઉપર પ્રેમ તે પ્રમોદ ભાવના અને પાપીની ઉપેક્ષા કરવી તે માધ્યસ્થ ભાવના જાણવી. ૩૧.

## અનિત્ય ભાવના:-

मन्ये यथाऽभ्रपटलमिदमग्रे व्यशीर्यत ।
तथाऽन्यदपि संसारे, सर्वं क्षणविनश्वरम् ॥ ३२ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग १, श्लो० ७४१ (य. वि. ग्रं.)

જેવી રીતે ( આપણી ) સામે આ વાદળાં વેરાઈ જાય છે તેની માફક સંસારમા બીજી બધી વસ્તુઓને હું ક્ષણમાં નાશ થવાવાળી માનું છું. ૩૨.

विद्युदुद्योतवल्लक्ष्मीरिष्टानां सङ्गमाः पुनः ।
मार्गस्थतरुविश्रान्तसार्थसंयोगसन्निभाः ॥ ३३ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग १, श्लो० ७४२ (य. वि ग्रं.)

લક્ષ્મી વિજળીના ચમકારા જેવી અને ઇષ્ટ વસ્તુઓના સંયોગો માર્ગમાં રહેલ ઝાડવાઓ નીચે આરામ લેવા બેઠેલા કાફલાના સંયોગો જેવા (અસ્થિર) સમજવા. ૩૩

रमणीयं कियत्कालं, तारुण्यं शक्रचापवत् ।
प्रियाणामपि निर्वाहि, स्नेहरङ्गः पतङ्गवत् ॥ ३४ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग १, श्लो० ७४३ (य. वि. ग्रं.)

આ સ્ત્રી થોડો કાળ રહેનારી, યૌવન ઈંદ્રધનુષના જેવું અને પ્રિયજનોના નિર્વાહમાં સ્નેહનો રંગ પતંગના જેવો (અનિત્ય) સમજવો. ૩૪.

प्रचलज्जलसङ्क्रान्तचन्द्रबिम्बवदग्रहे ।
नारीमनसि कश्चैतःप्रतिबन्धः सतां भवेत् ॥ ३५ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग १, श्लो० ७४४ (य. वि. ग्रं.)

હીલોળા લેતા પાણીમાં પડેલા ચંદ્રના બિંબની જેમ ગ્રહણ ન કરી શકાય એવા સ્ત્રીના મનમાં સજ્જનોનો કેવો સ્નેહ હોય? (ન હોય). ૩૫.

स्वप्नेन्द्रजालादिषु यद्वदाप्तै रोषश्च तोषश्च मुधा पदार्थैः ।
तथा भवेऽस्मिन् विषयैः समस्तैरेवं विभाव्यात्मलयेऽवधेहि॥३६॥

अध्यात्मकल्पद्रुम, श्लो०. २७.

જેવી રીતે સ્વપ્ન અથવા ઇંદ્રજાળ વગેરેમાં પ્રાપ્ત થએલા પદાર્થોપર રોષ કરવો કે તોષ કરવો તે તદ્દન નકામો છે તેવી રીતે આ ભવમાં પ્રાપ્ત થએલા પદાર્થો ઉપર પણ રોષ કરવો કે તોષ કરવો તે નકામો છે, આવી રીતે વિચાર કરીને આત્મ-સમાધિમાં તત્પર થા ૩૬.

अनादिनिधने द्रव्ये, स्वपर्यायाः प्रतिक्षणम् ।
उन्मज्जन्ति निमज्जन्ति, जलकल्लोलवज्जले ॥ ३७ ॥

धर्मबिन्दु.

આદિ અને અંત રહિત એવા દ્રવ્ય( પદાર્થ )ને વિષે દરેક ક્ષણે પોતાના પર્યાયો, જળને વિષે જળના તરંગોની જેમ ઉત્પન્ન થાય છે અને વિનાશ પામે છે. (આથી બધું અનિત્ય છે)૩૭.

## દાનની જરૂર:—

यदि पुत्राद् भवेत् स्वर्गो दानधर्मो न विद्यते ।
मुषितस्तत्र लोकोऽयं, दानधर्मो निरर्थकः ॥ ३८ ॥

उत्तराध्ययन टीका ( कमलसंयम ), पृ० २७१.

જો પુત્રથી સ્વર્ગ પ્રાપ્ત થતો હોય અને દાનધર્મ છે જ નહીં, તો તેમાં આ સમગ્ર લોક ઠગાયો છે, અને દાનધર્મ વ્યર્થ પડે છે. (માટે તે વાત સત્ય નથી.) ૩૮.

## દાનને માટે જરૂરી સામગ્રીઃ—

पात्रं क्षेत्रं ददिर्वप्ता, धनं बीजं शमो जलम् ।
वाक्यं वायो यशः पुष्पं, फलं पुण्यं सुखं रसाः ॥३९॥

पार्श्वनाथचरित्र ( पद्य ), सर्ग ६, श्लो० १३८ (य.वि.ग्रं.)

(આ શ્લોકમાં ખેતી અને દાનને સરખાં ગણીને તેમાં જરૂરી ચીજોનું ક્રમવાર વર્ણન આપ્યું છે) દાનમાં પાત્ર જોઈએ, ખેતીમાં જમીન જોઈએ; દાનમાં દાતાર જોઈએ, ખેતીમાં વાવનાર જોઈએ; દાનમાં ધન જોઈએ, ખેતીમાં બીજ જોઈએ; દાનમાં શાંતિ જોઈએ, ખેતીમાં પાણી જોઈએ. દાનમાં (મીઠી) વાણી જોઈએ, ખેતીમા (અનુકૂળ) વાયુ જોઈએ, દાન પછી યશ મળે છે, ખેતીમાં ફૂલ આવે છે. દાનનું ફળ પુણ્ય થાય છે, ખેતીમાં ફળ આવે છે. દાનથી (છેવટે) સુખ થાય, છે, ખેતીથી (છેવટે) (અનેક પ્રકારના) રસો થાય છે (દાન અને ખેતીમાં ઉપર વર્ણવેલી ચીજોમાં જે જે વસ્તુ જેવી જેવી સારી ખોટી મળે તેવું તેવું સારું ખોટું પરિણામ સમજવું.) ૩૯.

દાન કોને આપવું:—

न केवलं ब्राह्मणानां, दानं सर्वत्र शस्यते ।
भगिनीभागिनेयानां, मातुलानां पितृस्वसुः ॥ ४० ॥

दरिद्राणां च बन्धूनां, दानं कोटिगुणं भवेत् ।
मातृगोत्रे शतगुणं, स्वगोत्रे दत्तमक्षयम् ॥ ४१ ॥
दानमञ्जूषा.

દરેક ઠેકાણે કેવળ બ્રાહ્મણોના દાનના જ વખાણ નથી કર્યા પણ બહેન, ભાણેજો, મામા, ફઈ, દરિદ્રો અને ભાઈઓને આપેલ દાનનું કરોડગણું ફળ મળે છે. વળી માતાના ગોત્રમાં આપેલ દાન સોગણું અને પોતાના ગોત્રમાં આપેલું દાન અક્ષય (કદી નાશ ન પામે એવું) થાય છે ૪૦-૪૧.

અભયદાન મહિમા:—

जीवितव्यं ददानेन, दत्तं त्रिभुवनं ततः ।
हरता तत्तु सर्वस्वं, हृतं शून्यीकृतं जगत् ॥ ४२ ॥
पार्श्वनाथचरित्र (पद्य), सर्ग २, श्लो० ४८ (य. वि. ग्रं.)

જે જીવિતદાન (અભયદાન) આપે છે તેણે ત્રણે જગત આપ્યું ગણાય અને જે જીવિતને હરી લે છે તેણે બધું હરી લીધું અને જગત શૂન્ય કર્યું સમજવું ૪૨.

રાજસિક દાન:—

यत्तु प्रत्युपकाराय, फलमुद्दिश्य वा पुनः ।
दीयते हि परिक्लिष्टं, तद् दानं राजसं स्मृतम् ॥ ४३ ॥
पार्श्वनाथचरित्र (पद्य), सर्ग ६, श्लो० ५४५ (य.वि.ग्रं)*

જે બદલો લેવા માટે અથવા કોઇ પણ પ્રકારના ફળને ઉદ્દેશીને અથવા તો ક્લેશપૂર્વક દાન દેવામાં આવે તેને રાજસિક દાન કહ્યું છે. ૪૩.

**તામસિક દાન—**

अदेशकाले यद् दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं, तद् दानं तामसं स्मृतम् ॥ ४४ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग ६, श्लो० ५४६ (य.वि. ग्रं)*

દેશકાળ જોયા વગર, અપાત્રને, સત્કાર વગર અથવા તિરસ્કારપૂર્વક જે દાન અપાય તે તામસિક દાન કહેવાય છે. ૪૪.

**અદત્ત દાનઃ—**

अदत्तं तु भयक्रोधशोकवेगरुजान्वितैः ।
तथोत्कोचपरीहासव्यत्यासच्छलयोगतः ॥ ४५ ॥
बालमूढास्वतंत्रार्त्तमत्तोन्मत्तापवर्जितम् ॥
कर्त्ता ममेदं कर्मेति, प्रतिलोमेच्छया च यत् ॥ ४६ ॥
अपात्रे पात्रमित्युक्ते, कार्ये वा धर्मसंहिते ।
यद्दत्तं स्यादविज्ञानाददत्तमिति तत्स्मृतम् ॥ ४७ ॥

शब्दकल्पद्रुम.

અદત્ત-દાન દીધેલ છતાં નહીં દીધેલ બરાબર, અર્થાત્ પાછું લઇ શકાય તેવું દાન આ પ્રમાણે જાણવું:—જે દાન ભય, ક્રોધ, શોક, આવેશ કે રોગથી યુક્ત માણસે આપ્યું હોય; તેમજ અડચણ દૂર કરવા માટે, મશ્કરીમાં, બદલાની ઇચ્છાથી કે કપટમાં ફસાઇને આપ્યું હોય. બાળક, મૂઢ, પર-

તંત્ર, દુઃખી, પીધેલ અને ઉન્મત્ત (ગાંડા) માણસે આપેલું; "આ મારું અમુક કામ કરી આપશે" એવા બદલાના લોભથી આપેલું; કુપાત્રને પાત્ર સમજીને કે ધર્મકાર્યમાં વપરાશે એમ સમજીને (પછી અધર્મકાર્યમાં વપરાય તે) આપેલું, તથા અજાણપણે આપેલું દાન દીધું હોવા છતાં, અદત્ત—નહીં દીધેલું, કહ્યું છે. (એટલે કે આવું દાન પાછું લઈ શકાય છે.) ૪૫–૪૭.

પુનર્જન્મનું પ્રમાણઃ—

करस्थमप्येवममी कृषीवलाः,
क्षिपन्ति बीजं पृथुपङ्कसङ्कटे ।
वयस्य ! केनापि कथं विलोकितः,
समस्ति नास्तीत्यथवा फलोदयः ॥ ४८ ॥

करुणावज्रायुध नाटक, श्लो० ५०.

હે મિત્ર! તું કહે છે કે પરલોક છે કે નથી તે કોણે જોયું છે? તો તેજ પ્રમાણે હું પણ તને કહું છું કે—ખેડૂત લોકો પોતાના હાથમાં રહેલા દાણાને મોટા કાદવના સમૂહમાં નાખે છે, તો તેના ફળનો ઉદય છે કે નથી એ શું કોઇએ જોયેલું છે?૪૮.

કર્મનું કાર્યઃ—

शुभाशुभफलं कर्म, मनोवाग्देहसम्भवम् ॥
कर्मजा गतयो नृणामुत्तमाधममध्यमाः ॥ ४९ ॥

मानवधर्मशास्त्र, अध्याय १२. श्लो० ३.

સારા અને ખરાબ ફળવાળું કર્મ મન, વચન અને કાયાથી

ઉત્પન્ન થાય છે. (અને) મનુષ્યોની ઉત્તમ, મધ્યમ અને અધમ ગતિ કર્મથી ઉત્પન્ન થાય છે. ૪૯.

कर्मणा बध्यते जन्तुर्विद्यया च विमुच्यते ।
तस्मात् कर्म न कुर्वन्ति, यतयः पारदर्शिनः ॥५०॥

कुर्मपुराण, स्कन्ध १, अध्याय. ८, श्लो० ५३

પ્રાણી કર્મથી બંધન પામે છે અને વિદ્યાથી મુક્ત થાય છે, માટે પારદર્શી યોગી પુરુષો કર્મ આચરતા નથી. ૫૦.

માનસિક કર્મઃ—

परद्रव्येष्वभिध्यानं, मनसाऽनिष्टचिन्तनम् ।
वितथाभिनिवेशश्च, त्रिविधं कर्म मानसम् ॥ ५१ ॥

मानवधर्मशास्त्र, अध्याय १२, श्लोक ५.

પારકાના ધનનો વિચાર કરવો; (પારકાનું) મનથી ખરાબ ચિંતવવું અને ખોટો આગ્રહ રાખવો; આ ત્રણ પ્રકારનું માનસિક કર્મ જાણવું. ૫૧.

વાચિક કર્મઃ—

पारुष्यमनृतं चैव, पैशुन्यं चापि सर्वशः ।
असम्बद्धप्रलापश्च, वाङ्मयं स्याच्चतुर्विधम् ॥ ५२ ॥

मानवधर्मशास्त्र, अध्याय १२, श्लोक ६.

કઠોર વચન, અસત્ય વચન, દરેકની ચાડી ખાવી અને કોઈ પણ જાતના સંબંધ વગરનો બકવાદ: આ ચાર પ્રકારનું વાચિક કર્મ જાણવું. ૫૨.

मनःशुद्धया भवद् धर्मस्तपसाऽपि न तां विना ॥५६॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग ३, श्लो० २५१.

ભલે ઘરમાં રહેતો હોય અને શ્રધ્ધાપૂર્વક ભોજન કરતો હોય તોપણ મનશુદ્ધિ હોય તો ધર્મ થાય છે. અને જો મન-શુદ્ધિ ન હોય તો તપ કરવા છતાં પણ ધર્મ નથી થતો. ૫૬.

મન જાણવાનો ઉપાયઃ—

आकारैरिङ्गितैर्गत्या, चेष्टया भाषणेन च ।
नेत्रवक्त्रविकारेण, गृह्यतेऽन्तर्गतं मनः ॥ ५७ ॥

जैनपञ्चतन्त्र, पृ० ७८, श्लो० २१.

આકારવડે, ઇંગિતવડે, ગતિવડે, ચેષ્ટાવડે, બોલવાવડે અને નેત્ર તથા મુખના વિકારવડે મનુષ્યની અંદર રહેલું મન—મનના વિચારો, ઇચ્છા વગેરે ગ્રહણ કરાય છે-જાણી શકાય છે. ૫૭.

મનની અસ્થિરતાઃ—

लोके विवेके तु कदाचिदेव, भोगेऽन्यदा योगवियोगमार्गे ।
र्गेऽधिभूतेष्वपि दैवतेषु,प्रयाति चेतश्चपलं क्षणाद् ही (!) ॥५८॥

मुनि हिमांशुविजय.

ચંચલ એવું મન કોઈ વાર શોક કરે છે, કોઈક વાર વિવેક (તાત્ત્વિક વિચાર) કરે છે, કોઈ વાર ભોગની ભાવના, તો કોઈ વાર યોગ અને વિયોગના માર્ગમાં પ્રયાણ કરે છે, કદાચિત્ શરીરાદિક પૌદ્ગલિક વિચારણામાં તલ્લીન થાય છે, તો વળી ક્યારેક દેવદાનવમંત્રાદિના ચમત્કાર તરફ દોરાય છે. આવી રીતે ચંચલ ચિત્તની જુદી જુદી અવસ્થા ક્ષણક્ષણમાં બદલાતી જાય છે એ દુઃખની વાત છે. મન ક્યાંય સ્થિર રહેતું નથી. મન માંકડું છે. ૫૮.

શાથી કઈ ગતિ મળે:-

अन्त्यपक्षिस्थावरतां, मनोवाक्कायकर्मजैः ॥
दोषैः प्रयाति जीवोऽयं, भवयोनिशतेषु च ॥ ५९ ॥

याज्ञवल्क्यस्मृति, अध्याय ३, श्लो० १३०.

મન, વચન અને કાયાના કર્મજન્ય દોષોથી જીવ અનુક્રમે નરક ગતિ, તિર્યંચગતિ અને સ્થાવરગતિને સેંકડો ભવોલગી પામે છે. ૫૯.

નરકગતિનું કારણ:-

परद्रव्याण्यभिध्यायंस्तथाऽनिष्टानि चिन्तयन् ।
वितथाभिनिवेशी च, जायतेऽन्त्यासु योनिषु ॥ ६० ॥

याज्ञवल्क्यस्मृति, अध्याय ३, श्लो० १३३.

પારકા દ્રવ્યનું ચિંતન કરનાર, પારકાનું ભુંડું વિચારનાર અને ખોટો આગ્રહ રાખનાર (પ્રાણી) છેલ્લી-નરક ગતિમાં ઉત્પન્ન થાય છે. ૬૦.

आत्मद्रोहममर्यादं, मूढमुज्झितसत्पथम् ।
सुतरामनुकम्पेत, नरकार्चिष्मदिन्धनम् ॥ ६१ ॥

आचाराङ्गसूत्र, पृष्ठ २१६.१५७मा सूत्रनो टीका.

આત્માના દ્રોહીને, અમર્યાદ પુરુષને,મૂર્ખને અને સન્માર્ગથી પતિત થયેલાને, નરકની અગ્નિનાં ઇંધન, (નરકના દુઃખનો ભય) સ્વાભાવિક રીતે ડરાવે છે. ૬૧.

તિર્યંચગતિનું કારણ—

अदत्तादाननिरतः, परदारोपसेवकः ।
हिंसकश्चानिधानेन, स्थावरेषूपजायते ॥ ६२ ॥

याज्ञवल्क्यस्मृति, अध्याय ३, श्लो० १३५

વગર અપાયેલું લેવામા લાગેલો પરદારાનું સેવન કરનારો અને વિધાન વગરની હિંસા કરનારો જીવ સ્થાવરોની યોનિમાં જન્મે છે. ૬૨

पुरुषोऽनृतवादी च, पिशुनः परुषस्तथा ।
अनिबद्धप्रलापी च, मृगपक्षिषु जायते ॥ ६३ ॥

याज्ञवल्क्यस्मृति, अध्याय ३, श्लोक १३४.

જે પુરુષ અસત્યવાદી, ચાડિયો, કઠોર વચન બોલનાર અને જેમ ફાવે તેમ બકવાદ કરનાર હોય તે પશુ કે પક્ષિમાં (તિર્યંચ યોનિમા) જન્મ લે છે. ૬૩.

સ્વર્ગ-સુખ મહિમાઃ—

यथा प्रातः कश्चित्कुशतृणमुखस्थेन क्रमति-
स्तुषारस्यावश्य तुलयति तुषारेण जलधिम् ।

तथा स्वर्गोदग्रप्रचुरसुखसन्दोहममुना,
भुवः सौराज्येन त्वमपि गतबुद्धे ! तुलयसि ॥६४॥

કરુણાવજ્રાયુધ નાટક, શ્લો૦ ૫૮.

જેમ કોઈક કુબુદ્ધિવાળો મનુષ્ય પ્રાતઃકાળે ડાભના તૃણના અગ્ર ભાગ પર રહેલા ઝાકળના બિંદુએ કરીને સમુદ્રની તુલના કરે, તે જ પ્રમાણે હે બુદ્ધિરહિત ! તું પણ સ્વર્ગના અત્યંત મોટા સુખના સમૂહની આ પૃથ્વીના રાજ્યવડે તુલના કરે છે.૬૪.

## જૈન મુનિનું સ્વરૂપઃ—

पार्वती महादेवं पृच्छति—

ते कीदृशा महाराज !, कर्म कुर्वन्ति कीदृशम् ? ।
अवतारकथां तेषां, महादेव ! निगद्यताम् ॥ ६५ ॥

महादेव उवाच—

दण्डकम्बलसंयुक्ता अजलोमप्रमार्जनीः ।
गृह्णन्ति शुद्धमाहारं, शास्त्रदृष्ट्या चरन्ति च ॥ ६६ ॥
तुम्बीफलकरा भिक्षाभोजनाः श्वेतवाससः ।
न कुर्वन्ति कदा कोपं, दयां कुर्वन्ति जन्तुषु ॥ ६७ ॥

पद्मपुराण.

પાર્વતીએ મહાદેવજીને પૂછયું-હે મહારાજ, તે (જૈન સાધુઓ) કેવા હોય છે? કેવા પ્રકારનું કર્મ કરે છે? અને તેમનું જીવન કેવું હોય છે, તે હે મહાદેવજી ! આપ કહો. ૬૫.

મહાદેવજી બોલ્યાઃ-તે ( સાધુઓ ) દાંડો અને કાંબળીએ

કરીને સહિત હોય છે; બકરા-ઘેટા-ની ઊનની પૂંજણી (ઓઘો) રાખે છે, શુદ્ધ આહારને ગ્રહણ કરે છે અને શાસ્ત્ર પ્રમાણે આચરણ કરે છે. ૬૬.

વળી હાથમાં તેઓ તુંબી પાત્રને (તુંબડી) રાખે છે, શ્વેત વસ્ત્રને ધારણ કરે છે, ભિક્ષા માગી ભોજન કરે છે, તેઓ કયારે પણ ક્રોધ કરતા નથી. સદા સર્વ પ્રાણી ઉપર દયા કરે છે. ૬૭.

## ગુરુ સાથેનું વર્તન—

दुष्कृतं न गुरोर्ब्रूयात्, क्रुद्धं चैनं प्रसादयेत् ।
परिवादं न शृणुयादन्येषामपि जल्पताम् ॥ ६८ ॥

महाभारत, शान्तिपर्व. अध्याय ११०, श्लो० १०७.

ગુરુના દૂષિત કાર્ય ખુલ્લાં કરવાં નહીં, ગુરુ ક્રોધ પામ્યા હોય તો તેને (વિનયાદિક વડે) પ્રસન્ન કરવા અને બીજાએ કહેલા અવર્ણવાદ (નિંદાને) સાંભળવા નહીં. ૬૮.

## ભક્તના ગુણ:—

सन्तुष्टः सततं योगी, यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः [redacted] मे प्रियः ॥ ६९ ॥

भगवद्गीता, अध्याय १२, श्लो० १४.

જે નિરંતર સંતોષી, યોગી, આત્માને નિયમમાં રાખનાર, દૃઢ નિશ્ચયવાળો, અને મારે વિષે જ મન તથા બુદ્ધિને સ્થાપન કરનાર હોય, તે જ મારો ભક્ત છે, અને [redacted] જ મને પ્રિય છે. ૬૯.

અંતરાત્મા:—

वहिर्भावानतिक्रम्य, यस्याऽऽत्मन्याऽऽत्मनिश्चयः ।
सोऽन्तरात्मा मतस्तज्ज्ञैः, विभ्रमध्वान्तभास्करैः ॥ ७० ॥

બાહ્ય પદાર્થોને છોડીને પોતાના આત્માની અંદર જ જેને આત્માનો નિશ્ચય છે તેને સર્વજ્ઞ પુરુષોએ અન્તરાત્મા માન્યો છે. ૭૦.

બહિરાત્મા:—

आत्मबुद्धिः शरीरादौ, यस्य स्यादात्मविभ्रमात् ।
बहिरात्मा स विज्ञेयो मोहनिद्राऽस्तचेतनः ॥७१॥

આત્માની અજ્ઞાનતાને લીધે જે જીવની શરીર-ધનમાલ વગેરે જડ પદાર્થોને આત્મા માનવાની બુદ્ધિ છે અને જે મોહનિદ્રાથી આત્માનું ભાન ભૂલેલો છે તે જીવ બહિરાત્મા જાણવો. ૭૧.

અંતરાત્મા તથા બહિરાત્મા:—

आत्मधिया समुपात्तः कायादिः कीर्त्यतेऽत्र बहिरात्मा ।
कायादिः समधिष्ठायको भवत्यन्तरात्मा तु ॥ ७२ ॥

योगशास्त्र, प्रकाश १२, श्लो० ७.

( આત્મબુદ્ધિથી માનેલા ) શરીરાદિને જે આત્માપણે માને છે તે બહિરાત્મા કહેવાય છે. અને કાયાદિ જડ પદાર્થોના અધિષ્ઠાયકને જે આત્મા તરીકે માને છે તે અન્તરાત્મા કહેવાય છે. ૭૨

પરમાત્મા:—

चिद्रूपानन्दमयो निःशेषोपाधिवर्जितः शुद्धः ।
अत्यक्षोऽनन्तगुणः, परमात्मा कीर्तितस्तज्ज्ञैः ॥ ७३ ॥

योगशास्त्र, प्रकाश ७, श्लो० ८.

ચિદ્રૂપ, આનંદમય, સમગ્ર ઉપાધિથી રહિત, શુદ્ધ, ચક્ષુઓથી પર, અનન્ત ગુણ યુક્ત એવા આત્માને જ્ઞાનીઓએ પરમાત્મા કહ્યો છે ૭૩

निर्लेपो निष्कलङ्कः शुद्धो निष्पन्नोऽत्यन्तनिर्वृतः ।
निर्विकल्पश्च शुद्धात्मा, परमात्मेति निर्णितः ॥७४॥

વિષયકષાયાદિથી નિર્લેપ, નિષ્કલ, શુદ્ધ, પૂર્ણસિદ્ધ, મુક્ત, વિકલ્પોથી રહિત અને જે પવિત્ર છે તે આત્મા—જીવને પરમાત્મા કહેવામાં આવે છે ૭૪

પરમાત્માની આરાધના —

येनैवाराधितो भावात्, तस्यासौ कुरुते शिवम् ।
सर्वजन्तुसमस्यास्य, न परात्मविभागिता ॥ ७५ ॥

योगसार, प्रस्ताव १, श्लो० २०.

જે મનુષ્ય આ પરમાત્માની ભાવથી આરાધના કરે છે, તેનુ તે પરમાત્મા કલ્યાણ કરે છે સર્વ પ્રાણીઓને વિષે સમાન એવા આ પરમાત્માને કાંઈ પણ પોતાનુ કે પરનુ એવો વિભાગ નથી ૭૫

પરમાત્માની સ્તુતિઃ—

यं शैवाः समुपासते शिव इति ब्रह्मेति वेदान्तिनो
बौद्धा बुद्ध इति प्रमाणपटवः कर्तेति नैयायिकाः ।
अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेति मीमांसकाः,
सोऽयं वो विदधातु वाञ्छितफलं त्रैलोक्यनाथः प्रभुः ॥ ७६ ॥

हनुमन्नाटक.

શિવભક્તો જેને શિવરૂપે સેવે છે, વેદાંતીઓ જેને બ્રહ્મરૂપે સેવે છે, બૌદ્ધજનો જેને બુદ્ધરૂપે માને છે, પ્રમાણને વિષે નિપુણ એવા નૈયાયિકો જેને કર્તારૂપે માને છે, જૈનધર્મના રાગી લોકો જેને અરિહંતરૂપે માને છે, તથા મીમાંસકો જેને કર્મરૂપે માને છે; તે આ ત્રણ લોકના પ્રભુ તમને વાંછિત-ઇચ્છિત ફળ આપો ૭૬.

જિનપૂજાનો વિધિઃ—

पद्मासनसमासीनो नासाग्रन्यस्तलोचनः ।
मौनी वस्त्रावृतास्योऽयं, पूजां कुर्याज्जिनेशितुः ॥ ७७ ॥

विवेकविलास, उल्लास १, श्लो० ९७.

માણસે પદ્માસન (પલાંઠી) વાળીને, નાકના અગ્રભાગ ઉપર પોતાની દૃષ્ટિને સ્થિર કરીને, પોતાનું મોઢું વસ્ત્ર (મુખકોશ) થી બાંધીને અને કંઈ પણ બોલ્યા વગર શ્રી જિનેશ્વર ભગવાનની પૂજા કરવી જોઈએ. ૭૭.

## ધર્મનું આરાધન—

पीडयेन्न जरा यावद् व्याधिर्यावन्न बाधते ।
मृत्युर्धावति नो यावत्, तावद् धर्मो विधीयते ॥ ७८ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग १, श्लो० ७६९ (य. वि. ग्रं)

જ્યાં લગી ઘડપણે પીડા ન કરી હોય, જ્યાં લગી રોગે બાધા ન કરી હોય અને જ્યાં લગી મરણ આવ્યું ન હોય ત્યાં લગીમાં ધર્મનું સાધન કરી શકાય છે. ૭૮.

सुखं च न विना धर्मात्,तस्माद्धर्मपरो भवेत् ।
भक्त्या कल्याणमित्राणि सेवेतेतरदूरगः ॥ ७९ ॥

अष्टाङ्गहृदय ( वाग्भट ), अध्याय २, श्लो० २०.

ધર્મ વગર સુખ નથી (મળતું) તેથી ધર્મપરાયણ થવું જોઈએ, અને ઈતર-પાપમિત્રોથી દૂર રહીને કલ્યાણકારી પુણ્યશાલી મિત્રોની ભક્તિપૂર્વક સેવા કરવી જોઈએ. ૭૯.

वैराग्यशुद्धधर्मा, देवादिसत्त्वविद्विरतिधारी ।
संवरवान् शुभवृत्तिः, साम्यरहस्यं भज शिवार्थिन् ॥८०॥

अध्यात्मकल्पद्रुम, श्लो०, ४.

વૈરાગ્યે કરીને શુદ્ધ નિષ્કલંક ધર્મવાન થા, (સાધુના દશ યતિધર્મ અને શ્રાવકના બાર વ્રત તેમજ આત્મગુણોમાં રમણતા કરવારૂપ શુદ્ધ ધર્મવાળો થા) દેવ, ગુરુ, ધર્મનું શુદ્ધ સ્વરૂપ જાણનારો થા, સર્વ પ્રકારના સાવદ્ય યોગથી નિવૃત્તિરૂપ વિરતિ ધારણ કર (સત્તાવન પ્રકારના) સંવર-વાળો થા, તારી વૃત્તિઓને શુદ્ધ રાખ અને સમતાના રહસ્યને તું ભજ. ૮૦.

સાચો ધર્મી—

शैवो वाच्यः स एवान्यशिवकरणधीः सत्प्रयासः सदैव,
प्रोक्तः सन् वैष्णवो यः परभयहरणे व्याप्तचित्तो भवेत् सः ।
वाच्यो जैनः स शुद्धोऽखिलजनमनसां सौख्यदः सद्गुणो य
आर्यं सत्यारसी यो विदधति विधिना नामधारी तदन्यः ।'८१॥

धर्मवियोगमाला, श्लो० ३९.

જે હમેશાં બીજાનું ભલું કરવાની ભાવનાવાળો હોય અને સારું કામ કરનાર હોય તે શૈવ છે. જે બીજાના ભયને (દુઃખને) ટાળવા માટે પોતાના ચિત્તથી (વચન-શરીરની સાથે મનથી પણ) પ્રયત્ન કરતો હોય તે સાચો વૈષ્ણવ છે. જે જગતના સઘળા પ્રાણીઓને સુખ આપનાર અને ગુણિયલ હોય તે શુદ્ધ જૈન છે અને જે અભિલાષિત-બારમ તત્ત્વોપયોગી કાર્ય કરે છે તે સાચો પારસી છે. બાકીના તો બધાય નામ ધારી છે. અર્થાત સાચા શૈવ, વષ્ણવ, જૈન અને પારસી નથી. ૮૧.

જૈનધર્મનો પ્રચાર—

विचार्य सम्यक् समयस्य पद्धतिं,
युक्त्याऽनुभूत्या च समन्ततादु भुवि ।
सुश्रावकैः साधुगणैः सुसाधनैः,
प्रचारणीया जिनधर्मभावना ।' ८२ ॥

मुनि हिमांशुविजय.

યુક્તિ અને અનુભવથી જમાનાનો તથા આગમનો વિચાર

કરી (જમાનાને ઓળખી) સાચા શ્રાવક તથા સાધુએ ઉચિત ઉપાયોથી જગતમાં જૈનધર્મની ભાવનાનો વિસ્તાર કરવો જોઇએ. ૮૨.

અન્ય દર્શનોનું અકાર્યઃ—

स्वयं कुमार्गं लपतां नु नाम, प्रलम्भमन्यानपि लम्भयन्ति ।
सुमार्गगं तद्विदमादिशन्तमसूययाऽन्धा अवमन्वते च ॥ ८३ ॥

अयोगव्यवच्छेदद्वात्रिंशिका (हेमचन्द्र), श्लो० ७

જેઓ અસૂયાવડે અંધ થયેલા છે તેઓ પોતે ભલે કુમાર્ગનો ઉપદેશ આપો, પરંતુ તેઓ બીજા સન્માર્ગવાળાને પણ ઉપાલંભ આપે છે એટલે કે સંસારસમુદ્રમાં નાંખવાનો પ્રયાસ કરે છે; તથા જે સન્માર્ગમાં રહેલા છે, સન્માર્ગને જાણે છે અને સન્માર્ગનો ઉપદેશ આપે છે તેમની પણ તેઓ અવગણના કરે છે. ૮૩.

જૈનદર્શનનું મહત્ત્વઃ—

प्रादेशिकेभ्यः परशासनेभ्यः, पराजयो यत् तव शासनस्य ।
खद्योतपोतद्युतिडम्बरेभ्यो विडम्बनेयं हरिमण्डलस्य ॥ ८४ ॥

अयोगव्यवच्छेदद्वात्रिंशिका (हेमचन्द्र), श्लो० ८.

( સમસ્ત નયમાંથી માત્ર નયના એક) પ્રદેશને જ માનનારાપર શાસન થકી જે તમારા શાસનનો પરાભવ તે તો પતંગિયાના બચ્ચાની કાંતિના આડંબરથકી સૂર્યમંડળની વિડંબના તુલ્ય છે. (એટલે કે પતંગિયો પોતાની કાંતિવડે સૂર્યની કાંતિનો પરાભવ કરે તેવું તે અશક્ય છે) ૮૪.

## ૨ વ્યવહારિક વિભાગ

ક્ષત્રિયનો શબ્દાર્થઃ—

नो क्षत्रशब्दस्यार्थं त्वं, जानासि यदहो क्षतात् ।
त्रायन्ते सकलं लोकं, कथ्यन्ते क्षत्रियास्ततः ॥ ८५ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग २, श्लो० १२० (य. वि. ग्रं).

તને ક્ષત્રિય શબ્દનો અર્થ ખબર નથી લાગતો. ( એ શબ્દનો અર્થ એ છે કે) દુઃખથી બધા લોકનું રક્ષણ કરવાના કારણે જ તે ક્ષત્રિય કહેવાય છે ૮૫.

બ્રાહ્મણનું સ્વરૂપઃ—

योगस्तपो दमो दानं, सत्यं शौचं दया श्रुतम् ।
विद्याविज्ञानमास्तिक्यमेतद् ब्राह्मणलक्षणम् ॥ ८६ ॥

वशिष्ठस्मृति.

યોગ, તપ, ઇંદ્રિયોનું દમન, દાન, સત્ય પવિત્રતા, દયા, શાસ્ત્રનું શ્રવણ, વિદ્યા, વિજ્ઞાન અને આસ્તિકતા, આ બ્રાહ્મણનું લક્ષણ છે. ૮૬.

અયોગ્ય બ્રાહ્મણ પૂજનફળ —

धिग् राज्यं तस्य राज्ञो वै, यस्य देशेऽधमा जनाः ।
पूज्यन्ते ब्राह्मणा मूर्खा दानमानादिकैरपि ॥ ८७ ॥

देवीभागवत, स्कन्ध ३, अध्याय १०, श्लो० ३१.

તે રાજાના રાજ્યને ધિક્કાર છે કે જેના દેશમાં અધમ માણુસો (અને) મૂર્ખ એવા બ્રાહ્મણો, દાન અને સન્માન વગેરેથી પૂજાય છે. ૮૭.

કુબ્રાહ્મણ:–

परकार्यविहन्ता च, दाम्भिकः स्वार्थसाधकः ।
छली द्वेषी मृदुः क्रूरो विप्रो मार्जार उच्यते ॥ ८८ ॥

પારકાનું કામ બગાડનાર, દંભ કરનાર, સ્વાર્થસાધુ, છળકરનાર, દ્વેષ રાખનાર, નમાલો અને ઘાતકી; આવા પ્રકારના બ્રાહ્મણને બિલાડા જેવો કહ્યો છે. ૮૮.

वापीकूपतडागानामारामसुरवेश्मनाम् ।
उच्छेदने निराशङ्कः, स विप्रो म्लेच्छ उच्यते ॥ ८९ ॥

વાવ, કૂવા, તળાવ, બગિચા અને દેવમંદિરનો નાશ કરવામાં જે અચકાય નહીં તે બ્રાહ્મણને મ્લેચ્છ કહ્યો છે. ૮૯.

देवद्रव्यं गुरुद्रव्यं, परदाराभिमर्शनम् ।
निर्वाहः सर्वभूतेषु, विप्रश्चाण्डाल उच्यते ॥ ९० ॥

દેવદ્રવ્ય ખાનાર, ગુરુદ્રવ્ય ખાનાર, પરદારાનો સંગ કરનાર અને દરેક પ્રકારના પ્રાણીઓમાં નિર્વાહ કરનાર બ્રાહ્મણને ચાંડાલ કહ્યો છે. ૯૦.

અપૂજ્ય પૂજન ફળ:–

अपूज्या यत्र पूज्यन्ते, पूज्यानां च व्यतिक्रमः ।
त्रीणि तत्र भविष्यन्ति, दुर्भिक्षं मरणं भयम् ॥ ९१ ॥

જ્યાં પૂજવાને અયોગ્યનું પૂજન થાય છે અને પૂજ્યોનો તિરસ્કાર થાય છે ત્યાં દુકાળ, મરણ અને ભય એ ત્રણે (આફતો) થાય છે. ૯૧.

સુપાત્રના ભેદઃ–

पात्रं च त्रिविधं तत्र, समताश्रीविभूषिताः ।
ज्ञानदर्शनचारित्ररूपरत्नत्रयान्विताः ॥ ९२ ॥

प्रशान्ततनुवाक्चित्ता भक्ष्यमात्रोपजीविनः ।
रताः परहिते नित्यं, यतयः पात्रमुत्तमम् ॥ ९३ ॥

सम्यग्दर्शनवन्तस्तु, देशचारित्रयोगिनः ।
यतिधर्मेच्छवः पात्रं, मध्यमं गृहमेधिनः ॥ ९४ ॥

सम्यक्त्वमात्रसन्तुष्टा व्रतशीलेषु निःस्पृहाः ।
तीर्थप्रभावनोद्युक्तास्तृतीयं पात्रमुच्यते ॥ ९५ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग ६, श्लो० ५४७ थी ५५० (य. वि. ग्रं.)

પાત્ર ત્રણ પ્રકારનું કહ્યું છે તેમાં (૧) સમતારૂપી લક્ષ્મીથી શોભતા, જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્ને કરીને સહિત, અત્યંત શાંત મન, વચન અને કાયાવાળા, ભક્ષ્ય પદાર્થોથી જ આજીવિકા કરનારા અને પારકાના ભલામાં સદા તત્પર રહેનાર એવા મુનિઓ ઉત્તમ પાત્ર સમજવા; (૨) સમ્યગ્દર્શને કરીને સહિત, દેશચારિત્ર–શ્રાવકધર્મ–સહિત અને સાધુ ધર્મની ઇચ્છાવાળા એવા ગૃહસ્થો મધ્યમ પાત્ર સમજવા. (૩) જેઓ સમકિતમાત્રથી સંતુષ્ટ થયા હોય, વ્રત અને શીલને વિષે ઉદાસીન હોય અને તીર્થની પ્રભાવના

કરવામાં તત્પર હોય તે ત્રીજા પ્રકારનું-સાધારણ પાત્ર સમજવું. ૯૨-૯૫.

અનર્થનાં કારણો:—

हिंसास्तेयान्यथाकामं, पैशुन्यं परुषानृते ।
सम्भिन्नालापव्यापादमभिध्यादृग्विपर्ययम् ॥ ९६ ॥
पापं कर्मेति दशधा, कायवाङ्मानसैस्त्यजेत् ।

अष्टाङ्गहृदय (वाग्भट), अध्याय २, श्लो० २१.

હિંસા, ચોરી, અયોગ્ય મૈથુન, ચાડી, કઠોર વચન, અસત્ય વચન, ભેદી વાર્તાલાપ, બીજાનું ભુંડું વિચારવું, પરદ્રવ્યની ઇચ્છા, અને દૃષ્ટિનો વિપર્યાસ આ દશ પ્રકારનું પાપકર્મ મન, વચન અને કાયાથી તજવું ૯૬.

મધ્યમ પુરુષ:—

ये रागग्रस्तमनसो विवेकविकला नराः ।
कथामिच्छन्ति कामस्य, राजसास्ते हि मध्यमाः ॥९७॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग २, श्लो० १०३१.

જે લોકોનાં મન રાગવાળાં છે અને જે વિવેકહીન છે તથા કામની ઇચ્છા કરે છે તે મધ્યમ કોટિના રાજસ પુરુષ છે. ૯૭.

અધમ પુરુષ:—

मायाशोकभयक्रोधलोभमोहमदान्विताः ।
ये वाञ्छन्ति कथामर्थे, तामसास्ते नराधमाः ॥ ९८ ॥

पार्श्वनाथचरित्र (पद्य), सर्ग २, श्लो० १०३४.

માયા, શોક, ભય, ક્રોધ, લોભ, મોહ અને મદે કરીને સહિત એવા જે માણસો અર્થકથા (પૈસાની ચર્ચા) ઈચ્છે છે તે તામસિક પ્રકૃતિના અધમ પુરુષો જાણવા. ૯૮.

નીચનો સ્વભાવઃ–

छिन्नेषु रावणे तुष्टः, शम्भुर्दशसु मूर्द्धसु ।
शतेऽपि शिरसां छिन्ने, दुर्जनस्तु न तुष्यति ॥९९॥

नलविलास, अङ्क ७, श्लो० ११.

(રાવણે પોતાનાં) દશ મસ્તકોને છેદ્યાં ત્યારે મહાદેવ રાવણ ઉપર તુષ્ટમાન થયા, પરંતુ સેંકડો મસ્તકો છેદ્યાં છતાં દુર્જન માણસ તુષ્ટમાન થતો નથી. ૯૯.

रुक्षं वपुर्न च विलोचनहारि रूपं,
न श्रोत्रयोः सुखदमारटितं कदाचित् ।
इत्थं न साधु तव किञ्चिदिदं तु साधु,
तुच्छे रतिः करभ ! कण्टकिनि द्रुमे यत् ॥१००॥

अन्योक्तिमुक्तावली ( नि. सा. )

હે ઊંટ ! તારું શરીર લૂખું–સુકું (બરસટ) છે, તારું રૂપ મનુષ્યોના નેત્રને હરણ કરનારું (મનોહર) નથી અને તારો શબ્દ કદાપિ મનુષ્યના શ્રોત્રને સુખ આપનાર નથી. આ પ્રમાણે તારું કાંઇ પણ સારું નથી. તોપણ એટલું તો એક સારું છે કે તુચ્છ કાંટાવાળા વૃક્ષ ઉપર તારે પ્રીતિ છે. ૧૦૦.

शैत्यं नाम गुणस्तवैव भवति स्वाभाविकी स्वच्छता,
किं ब्रूमः शुचितां व्रजन्त्यशुचयः स्पर्शेन यस्यापरे ।

किं वाऽतः परमुच्यते स्तुतिपदं यज्जीवनं देहिनां,
त्वं चेन्नीचपथेन गच्छसि पयः ! कस्त्वां निरोद्धुं क्षमः ? ॥१०१॥

उपदेशतरङ्गिणी, पृ० २०८ ( य. वि. ग्रं. )

હે પાણી ! શીતળતાનો ગુણ તારો જ છે, તારી સ્વચ્છતા-નિર્મળતા સ્વભાવથી જ છે, તારી પવિત્રતા વિષે તો શું કહીએ ? કેમકે તારા સ્પર્શ વડે બીજા અપવિત્ર હોય તે પણ પવિત્રતાને પામે છે, આથી વધારે તારી સ્તુતિ શી કરવી ? પ્રાણીઓનું જીવન જ તું છે. આવો છતાં પણ તું જો નીચ માર્ગે જાય તો પછી તને રોકવાને કોણ સમર્થ છે ? ૧૦૧.

अपात्रे रमते नारी, नीचं गच्छति कूलिनी ।
गिरौ वर्षति पर्जन्यो लक्ष्मीः श्रयति निर्गुणम् ॥१०२॥

त्रिषष्टि०, पर्व ९, सर्ग ४, श्लो० ११.

સ્ત્રી અપાત્ર (કુરૂપ) સાથે ક્રીડા કરે છે, નદી નીચે જાય છે, મેઘ પર્વત પર વરસે છે અને લક્ષ્મી નિર્ગુણ જનની પાસે જાય છે. ૧૦૨.

## સેવાનિંદાઃ—

सेवा श्ववृत्तिर्यैरुक्ता, न तैः सम्यगुदाहृतम् ।
श्वानः कुर्वन्ति पुच्छेन, चाटु मूर्ध्ना तु सेवकाः ॥१०३॥

श्राद्धविधि, पृ० ८७, ( आत्मा. स. ).

આજીવિકાને માટે પરની જે સેવા કરવી તે તો શ્વાનવૃત્તિ છે, એમ જે પંડિતોએ કહ્યું છે. તેઓએ બરાબર ઠીક કહ્યું

નથી; કેમકે કૂતરાઓ પોતાના પૂંછડાવડે પરની ખુશામત કરે છે, અને સેવકો તો મસ્તક વડે પરની ખુશામત કરે છે, તેથી સેવકો કૂતરાથી પણ વધારે નીચ છે. ૧૦૩.

શસ્ત્ર વગરનો વધઃ—

आज्ञाभङ्गो नरेन्द्राणां, गुरूणां मानमर्दनम् ।
पृथक्शय्या च नारीणा (मर्मवाक्यं च लोकाना)मशस्त्रवध उच्यते॥

चाणक्यनीति.

રાજાની આજ્ઞાનો ભંગ, ગુરુના માનનું ખંડન અને સ્ત્રીઓની જુદી શય્યા અથવા લોકોના મર્મનું વચનઃ આ સર્વ તેમને શસ્ત્ર રહિત વધ કહેવાય છે. ૧૦૪.

ગૃહસ્થોનો સામાન્ય ધર્મઃ—

स्वेषु दारेषु सन्तोषः, शौचं नित्यानसूयता ।
आत्मज्ञानं तितिक्षा च, धर्माः साधारणा नृप !॥१०५॥

आनृशंस्यमहिंसा चाप्रमादः संविभागिता ।
श्राद्धकर्मातिथेयं च, सत्यमक्रोध एव च ॥ १० ॥६

महाभारत, शान्तिपर्व, अध्याय ३०३.

પોતાની પત્નીમાં સંતોષ, પવિત્રતા, કદી પણ ઇર્ષ્યા નહીં કરવાપણું, આત્માનું જ્ઞાન, ત્યાગની ભાવના, દયાળુપણું, અહિંસા, ઉદ્યમ, સેવા-સુશ્રૂષા, શ્રદ્ધા, પરોણાગત, સત્ય અને અક્રોધ આ, હે રાજા, (ગૃહસ્થોના) સાધારણ ધર્મ છે. ૧૦૫-૧૦૬.

સાચું સુખ:—

तुच्छसौख्याप्तये जीवाः, प्रयतन्ते मुदाऽखिलाः ।
भव्याक्षय्यसुखाप्त्यै तूत्सहन्ते विरला जनाः ॥१०७॥

मुनि हिमांशुविजय.

જે તુચ્છ-(ખરાબ-નશ્વર) છે તેવા સુખને મેળવવા બધાય લોકો હોંશથી પ્રયત્ન કરે છે, જ્યારે જે સુંદર તથા નિત્ય છે તેવા સુખને માટે તો વિરલા-કેટલાક ભાગ્યશાળી જીવો જ ઉત્સાહ રાખે છે-પ્રયત્ન કરે છે. ૧૦૭.

यत्तराद् श्रीमणिभद्रो
विजयतेतराम्




जरा जरासन्धनृपेण मुक्ता, निश्चेष्टमातेनुषी कृष्णसैन्यम् ।
पलायिता यत्स्नपनाम्बुना तं, शङ्खेश्वरं पार्श्वजिनं नमामि ॥१॥

अध्याप्यबाधरहितां विबुधाः सुधाभां,
भावामयप्रशमनीं शमनीयतापाम् ।
वाचं निपीय समतामसमां श्रयन्ते,
यस्य स्तवीमि चरमं तमहं जिनेशम् ॥ २ ॥

जगत्प्रभोस्तस्य मुखाद् विनिर्गतां,
निशम्य रम्यां त्रिपदीं विनिर्ममे ।
यो द्वादशाङ्गीं शिवमार्गदीपिकां,
जीयात् सुधर्मा गणभृत् स सर्वदा ॥ ३ ॥

तत्पट्टे क्रमशो जम्बूस्वामिप्रभृतयस्ततः ।
सूरयो भूरयोऽभूवन्नज्ञानतिमिरांशवः ॥ ४ ॥

अकब्बरक्षोणिपतिः स्वराज्ये, यस्योपदेशैः प्रतिबोधमाप्य ।
अमारिमुद्घोषयति स्म सूरिः,श्रीहीरपूर्वो विजयस्ततोऽभूत् ॥५

शिथिलतामुपलभ्य तदातनीं,
भगवदुक्तविधौ मुनिभिः श्रिताम् ।
अकृत यस्तु तदुद्धरणं ततोऽ-
जनि स सत्यपरो विजयो गणी ॥ ६ ॥

ततो बहुष्वतीतेषु, सूरिषु ज्ञानशालिषु ।
जज्ञे शमदमारामोल्लासनाम्बुवहोपमः ॥ ७ ॥

श्रीबुद्धिविजयो नाम्ना, मुनिराजो यदन्वये ।
स्थितानां पट्टशतीदानीं, मुनीनां वर्ततेऽनघा ॥ ८ ॥ युग्मम् ।

तच्छिष्योऽभूद् गुणजलनिधिस्फारविस्तारकारी,
सद्वृत्ताङ्गः सुवचनसुधावर्षकः शान्तमूर्तिः ।
ज्ञानोद्द्योतो निबिडतमसां नाशकस्तापहारी,
हर्षाधायी भविककुमुदे वृद्धिचन्द्रो मुनीन्दुः ॥ ९ ॥

शिष्योत्तमो विजयधर्ममुनीश्वरोऽस्य,
जैनेन्द्रशासननभस्तरणिर्बभूव ।
लुप्ता तमस्ततिरनेन यथाऽत्र देशे,
ज्ञानप्रकाशविभवेन तथा परत्र ॥ १० ॥

काश्यां पुर्यां विशाला विविधविषयकज्ञानदानाय येन,
भूरिख्याता गृहीत्वा श्रममतुलमपि स्थापिता पाठशाला ।
ग्रामे श्रीपादलिप्तेऽप्युरुगुरुकुलमारब्धमादौ तथाऽद्रौ,
देवौकस्त्यर्बुदाख्ये निजमहिमवशाद् वारिताऽऽशातना च ॥ ११ ॥

यस्यातिविस्मयकरान् प्रतिभापटुत्व-
वैदुष्यधैर्यमुनितादिगुणान् समीक्ष्य ।
काशीनृपः सह बुधैर्विविधप्रदेशै-
र्दत्ते स्म सूरिपदवीं महताऽऽदरेण ॥१२॥ (त्रिभिर्विशेषकम्)

तदीयशिष्यो विबुधो महात्मा, यः शान्तमूर्त्तिः प्रथितः पृथिव्याम् ।
आबूशिलालेखसुसंग्रहं च, व्यधात् पुरातत्त्वसुशोधपूर्वम् ॥१३॥

अन्येऽपि येन रचिता बहवः प्रबन्धाः,
सिन्धून् पुनर्विहरता प्रतिबोध्य लोकान्।
हिंसासुरादि विनिवारितमुग्रपापं,
जीयाज्जयन्तविजयः स गुरुर्मदीयः ॥१४॥ (युग्मम्)

इतश्च गूर्जरेष्वस्ति, राजधन्यपुरं पुरम् ।
उत्तुङ्गैः प्रवरैरर्हन्मन्दिरैः परिमण्डितम् ॥ १५ ॥

श्रेष्ठी त्रिकमचन्द्रोऽभूत्, तद्वास्तव्यो वणिग्वरः ।
जिनेन्द्रदेशिते धर्मे, सदा स्थिरदृढाशयः ॥ १६ ॥

तस्य प्रधानदेवीति, धर्मपत्न्यजनिष्ट या ।
सदाचारा सुशीला च, पतिभक्तिपरायणा ॥ १७ ॥
तयोर्मोंघीतिनामास्ति, धर्मकर्मरता सुता ।
पुत्रौ स्तो हरगोविन्दवृद्धिचन्द्राभिधौ पुनः ॥ १८ ॥
लब्धव्युत्पत्तिको ज्येष्ठो न्यायव्याकरणादिषु ।
अभूदध्यापको बङ्गविश्वविद्यालये चिरम् ॥ १९ ॥

संपादितान्यनेकानि, येन शास्त्राणि धीमता ।
कृतः प्राकृतशब्दानां, कोशोऽपूर्वश्च विश्रुतः ॥२०॥ (युग्मम्)

अनुजस्तु गुरोः पार्श्वे, दीक्षां भागवतीं श्रयन् ।
गुरुणा कृतया ख्यातो, विशालविजयाख्यया ॥ २१ ॥

गुरोः प्रसादतस्तेनालोड्य शास्त्राम्बुधिं ततः ।
साराणि सूक्तरत्नान्यादाय ग्रन्थः कृतो ह्ययम् ॥ २२ ॥

मनसा सावधानेन, कृतेऽत्र ग्रन्थकर्मणि ।
काश्चन स्खलना याः स्युस्ता मे क्षाम्यन्तु सज्जनाः ॥ २३ ॥

समाप्तोऽयं
सुभाषित-पद्य-रत्नाकरनामा
ग्रन्थः

## सुभाषित-पद्य-रत्नाकरना चारे भागना श्लोकोनी

# अकारादि-अनुक्रमणिका

समाप्तोऽयं

चतुर्भागात्मक-सुभाषित-पद्य-रत्नाकरस्य

श्लोकानामकाराद्यनुक्रमः

# અગાઉથી થયેલા માનવંતા ગ્રાહકો

[ સુભાષિત પદ્ય રત્નાકર ગ્રંથના અગાઉથી કિંમત ભરીને થયેલા ગ્રાહકોને ચાર ભાગમાં સંપૂર્ણ આખો ગ્રંથ ચાર રૂપિયામાં ઘેર બેઠા પહોંચાડવાનું ઠરાવવામાં આવ્યું હતું, તે હિસાબે અગાઉથી થયેલા ગ્રાહકોના નામોનું લીસ્ટ. ]

રાધનપુર ( ગુજરાત )

| નામ | નકલ |
|---|---|
| ૧ પંડિત હરગોવિંદદાસ ત્રીકમચંદ શેઠ | ૩૭ |
| ૨ શાહ મણીલાલ ભાણાભાઇ | ૨૫ |
| ૩ શેઠ ગોડીદાસ ડોસાચંદની પેઢી | ૨૫ |
| ૪ શેઠ લલ્લુભાઇ ન્યાલચંદ | ૨૦ |
| ૫ શાહ સોમચંદ ગમાનચંદના ટ્રસ્ટ તરફથી હા. ટ્રસ્ટીઓ | ૧૫ |
| ૬ પારેખ ભોગીલાલ ચુનીલાલ | ૧૧ |
| ૭ કોરડિયા જીવાભાઇ પરતાપસી | ૧૦ |
| ૮ શાહ કાન્તિલાલ સુખમલ | ૧૦ |
| ૯ શાહ જમનાલાલ લીખાલાલ | ૭ |
| ૧૦ વકીલ હરજીવનદાસ દીપચંદ | ૫ |
| ૧૧ ધામી નેમચંદ ખેંગારશી | ૫ |
| ૧૨ ગાંધી લેરચંદ પરશોતમ | ૫ |
| ૧૩ વખારીયા નાથાલાલ રવજી | ૫ |
| ૧૪ મણીઆર માણેકલાલ ભાણજી ગુલાબચંદ | ૫ |
| ૧૫ શાહ હઠીચંદ મેઘજી હા. ટ્રસ્ટીઓ | ૫ |
| ૧૬ શેઠ સારાભાઇ મણીલાલ બકોર | ૫ |

| | |
|---|---|
| ૧૭ દોશી નાગરદાસ પુંજમલ | ૫ |
| ૧૮ દલાલ રતિલાલ પ્રેમચંદ હાલ મુંબાઈ | ૫ |
| ૧૯ ડાક્ટર ચિમનલાલ ભૂદરદાસ | ૩ |
| ૨૦ વોરા દલસુખ સરૂપચંદ | ૩ |
| ૨૧ ભીલોટા દલસુખ અનોપચંદ | ૩ |
| ૨૨ શેઠ ધરમચંદ ગેલચંદ | ૩ |
| ૨૩ સંઘવી અમૃતલાલ ફુલચંદ | ૩ |
| ૨૪ શાહ હરજીવન માનચંદ | ૩ |
| ૨૫ શાહ જમનાલાલ કેશરીચંદ | ૩ |
| ૨૬ શાહ માણેકલાલ અમુલખ | ૩ |
| ૨૭ શાહ હેરચંદ ભુદરભાઈ | ૨ |
| ૨૮ કોઠારી મંગળજી જસરાજ | ૨ |
| ૨૯ શેઠ ભુદરદાસ શામજી | ૨ |
| ૩૦ શાહ ગુલચંદ ઈચ્છાચંદ | ૨ |
| ૩૧ વકીલ ચુનીલાલ મયાચંદ | ૨ |
| ૩૨ શાહ જેશીંગલાલ ચુનીલાલ | ૨ |
| ૩૩ ખંડેર કરમચંદ ઉજમશી | ૨ |
| ૩૪ હગાડા જગજીવન સવાઈચંદ | ૨ |
| ૩૫ શાહ ચંદુલાલ જેઠાલાલ હા. ઝીણીબા | ૨ |
| ૩૬ શેઠ નરોત્તમદાસ નગીનદાસ હા. ટ્રસ્ટી | ૨ |
| ૩૭ કોઠારી વાડીલાલ ઈશ્વરદાસ | ૨ |
| ૩૮ મયાલીયા મણીલાલ કરમચંદ | ૨ |
| ૩૯ વીરવાડીયા વૃદ્ધિલાલ મગનલાલ | ૨ |
| ૪૦ પટવા મણીલાલ કીશોર | ૧ |
| ૪૧ પારેખ જેઠાલાલ હેમચંદ | ૧ |

| | |
|---|---|
| ૪૨ દોશી મહાસુખ હરગોવિંદ | ૧ |
| ૪૩ શાહ દલસુખ ફતેચંદ | ૧ |
| ૪૪ ભીલોટા અમૃતલાલ છગનલાલ | ૧ |
| ૪૫ શાહ ભીખાલાલ વલમજી | ૧ |
| ૪૬ મોરખીયા જયંતીલાલ વાડીલાલ | ૧ |
| ૪૭ એક સદ્ગૃહસ્થ | ૧ |
| ૪૮ મેતા કાળીદાસ જેઠાલાલ | ૧ |
| ૪૯ કોરડીયા કેશરીચંદ હકીચંદ | ૧ |
| ૫૦ વખારીયા હીરાલાલ ગંભીરમલ | ૧ |
| ૫૧ શાહ દામોદરદાસ કેશરીચંદ | ૧ |
| ૫૨ શાહ ખકોરદાસ છોટમલાલ | ૧ |
| ૫૩ કંદોઇ ભગવાનજી | ૧ |
| ૫૪ શાહ મનસુખલાલ નીહાલચંદ | ૧ |
| ૫૫ કટારીયા લેરચંદ જેઠાલાલ | ૧ |
| ૫૬ ઝોટા મુક્તિલાલ કરમચંદ | ૧ |
| ૫૭ શેઠ વાલજી ભીખાલાલ | ૧ |

મુંબઇ

| | |
|---|---|
| ૫૮ શ્રી. લીલાવતી દેવીદાસ કાનજી | ૨૫ |

બ્યાવર (નયા શહેર)

| | |
|---|---|
| ૫૯ કોઠારી કુંદનમલજી લાલચંદજી | ૨૫ |
| ૬૦ શેઠ ઓઘડભાઇ રામજી (ભાવનગરવાલા) | ૧૨ |

ઉદયપુર (મેવાડ)

| | |
|---|---|
| ૬૧ સીંગરપાડીયા ભમરમલજી | ૧ |
| ૬૨ મારવાડા કાલુલાલ વિજયસિંહ | ૧ |

૬૩ ગોકુલચંદજી ૧
૬૪ સીરોહીયા વીરચંદજી સાહેબલાલજી ૧
૬૫ રોષનલાલજી મંદીવાલા ૧
૬૬ વક્તાવરમલજી મંદીવાલા ૧
૬૭ સંપતલાલજી પુંત્રાવત ૧

વાવ

૬૮ વાવ જૈન લાયબ્રેરી હા. રિખવચંદ ત્રિલોવન ૧
૬૯ પં. પુષ્પવિજયજી ગણી હા. મુનિ ખીમાવિજયજી ૧

ગોધરા

૭૦ શાહ મણીલાલ તલકચંદ ૧

ઝીંઝુવાડા

૭૧ માસ્તર સુખલાલભાઈ રવજી ૧

રાજકોટ

૭૨ ડોકટર વીરચંદભાઈ લવચંદ દોશી ૧



# શ્રી હિમાંશુવિજયજીના લેખો

સ્વ૦ મુનિરાજ શ્રી હિમાંશુવિજયજીએ ન્યાય, વ્યાકરણ, સાહિત્યની કલકત્તા યુનિવર્સિટીની પરીક્ષાઓ આપીને, પોતાની વિદ્વત્તાનો પરિચય જેમ જગતને કરાવ્યો હતો તેમ તેમણે આત્માનંદ પ્રકાશ; જૈનધર્મ પ્રકાશ, જૈન જ્યોતિ, વીર, : પ્રભાત, જૈન મિત્ર, જૈન સત્યપ્રકાશ, ગંગા, કૌમુદી, પ્રજાબન્ધુ, પુસ્તકાલય, સાહિત્ય, બુદ્ધિપ્રકાશ આદિ હિન્દી તથા ગુજરાતી અતિ પ્રસિદ્ધ પત્રોમાં સંસ્કૃત, પ્રાકૃત, હિન્દી, ગુજરાતી ભાષામાં ઐતિહાસિક, સાહિત્યિક અને શિક્ષણ સંબંધી લેખો લખીને પોતાની સંશોધકબુદ્ધિનો અને સાહિત્યપ્રિયતાનો પરિચય કરાવ્યો હતો, એ કોઇથી અજાણ્યું નથી. આ બધાય લગભગ ૭૦ જેટલા લેખોનો સંગ્રહ બહાર પાડવામાં આવ્યો છે. ઐતિહાસિક શોધખોળોથી ભરેલા આ ગ્રંથનું સંપાદન મુનિરાજશ્રી હિમાંશુવિજયજીના ગુરુ, પ્રસિદ્ધ સાહિત્યકાર મુનિરાજશ્રી વિદ્યાવિજયજીએ ઘણી જ યોગ્યતાપૂર્વક 'કર્યું' છે. ૬૫૦ થી ૭૦૦ પાનાનો ગ્રંથ, ઊંચા ગ્લેઝ કાગળો, પાકું બાઇન્ડિંગ છતાં, કિંમત માત્ર બે રૂપિયા રાખવામાં આવેલ છે. આ ગ્રંથ શ્રી હિમાંશુવિજયજીના સ્મારકમાં પ્રગટ કરવામાં આવ્યો છે.

---

## મુનિરાજોને વ્યાખ્યાનમાં વાંચવા લાયક.
## પત્રાકાર બે ગ્રંથો.
## ૧ પર્વકથાસંગ્રહ, ૨ દ્વાદશવ્રતકથાસંગ્રહ

આ બન્ને ગ્રંથ ૬૦ રતલી લેજરપેપર ઉપર છપાવવામાં આવ્યા છે. પત્રાકારે છે સંસ્કૃતનું સાધારણ જ્ઞાન ધરાવનાર પણ વ્યાખ્યાનમાં વાંચીને શ્રોતાઓને આનંદ આપી શકે છે, કારણ કે કથાઓ અત્યન્ત સરસ છે અને ,ભાષા ઘણી સરળ છે. સ્વર્ગસ્થ વિદ્વાન મુનિરાજશ્રી હિમાંશુવિજયજીએ આનું સંપાદન કર્યું છે. બન્નેની ભેગી કિંમત બાર આના છે.